વર્ષ ૩ અંક ૧ વૈશાખ સુદ ૧૧, ૨૦૬૫

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીમોહિની એકાદશી વ્રત



### અનુક્રમણિકા



**રાગ કાન્હરો – અપનો જન પ્રહ્લાદ ઉબાર્યો ।।**
**પ્રકટે ખંભ ફારીકે નરહરી હિરણ્યકશિપુ લે નખન વિદાર્યો ।। ૧ ।।**
**લક્ષ્મી હરીજૂકે નિકટ ન આવત યહસ્વરૂપ પ્રભુ કહબુ ન ધાર્યો ।।**
**પરમાનન્દદાસકો ઠાકૂર, ભક્ત વચન પ્રતિ પાર્યો ।। ૨ ।।**





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ વૈશાખ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ વૈશાખ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

મે ૪ ૨૦૦૯ થી મે ૧૯ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-વૈશાખ સુદ | મંગલ | મે ૫ | **શ્રીમોહિની એકાદશી વ્રત** |
| ૧૨ | બુધ | ૬ | |
| ૧૩ | ગુરુ | ૭ | |
| ૧૪ | શુક્ર | ૮ | **શ્રીનૃસિંહ જયન્તિ ।** **શ્રીચતુર્થપીઠાન્તર્ગત શ્રીઆચાર્ય ગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મન્દિરમાં શ્રીપ્રભુને પંચામૃત સમયે કુલગત શ્રીપુરાણી સંકલ્પ કરાવી અને સુવર્ણધર્માનુવાક્ અને પુરુષસુક્તનો પાઠ કરવો.** |
| ૧૫ | શનિ | ૯ | **વૈશાખ સ્નાન સમાપ્તિ.** |
| ૧-વૈશાખ વદ | રવિ | ૧૦ | |
| ૨ | સોમ | ૧૧ | |
| ૩ | મંગલ | ૧૨ | |
| ૪ | બુધ | ૧૩ | |
| ૫ | ગુરુ | ૧૪ | |
| ૬ | શુક્ર | ૧૫ | |
| ૭ | શનિ | ૧૬ | |
| ૮ | રવિ | ૧૭ | |
| ૯ | સોમ | ૧૮ | |
| ૧૦ | મંગલ | ૧૯ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**શબ્દ બ્રહ્મ વિના પરબ્રહ્મનું પ્રકાશન થતું નથી. પરબ્રહ્મ સ્વપ્રકાશ હોવા છતાં શબ્દબ્રહ્મ વિના પ્રકાશતું નથી.**

(શ્રીસુબોધિનીજી ૩-૧૨-૪૬)





**સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,**

**જૈ જૈ શ્રીગોકુલેશ,**

**શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શ્રીમહાપ્રભુજીનો પ્રાકટ્યોત્સવ ખૂબજ ઉત્સાજથી આપણે સૌએ ઉજવ્યો. શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવ શ્રીવલ્લભાબ્દ ૫૩૦માં શ્રીગોકુલેશ પાઠશાળાનો અંક શરૂ કરેલ હતો. જે આજે બે વર્ષ પૂર્ણ કરી ત્રીજા વર્ષમાં મંગલ પ્રવેશ કરે છે. શ્રીમહાપ્રભુજીની વાણીનો યથાર્થ બોધ સૌ શ્રીગોકુલેશ પાઠશાળાના પાઠકોને પ્રાપ્ત થતો રહે, એજ હેતું.**

**ભગવાન શ્રીનૃસિંહજીનો પ્રાગટ્યોત્સવ એટલે કે શ્રીનૃસિંહ જયન્તી વૈશાખ સુદ ૧૪ના શુભ દિવસે છે, તેની આપ સૌને અનેકાનેક વધાઇ.**

**શ્રીમહાપ્રભુજીએ આ માર્ગ પ્રગટ કર્યો. ત્યારે ક્યાંક મનમાં એવો એક પ્રશ્ન થાય કે શું ઠાકોરજીને પુષ્ટાવવાની** જરૂર ખરી ?

**તેના પ્રતિઉત્તરમાં આપણે આ રીતે સમજીએ.** સ્ત્રીને ઘરમાં પત્ની તરીકે રાખવી હોય તો વિવાહ કરવા જોઈએ. તમારે જો ગેરકાનૂની સંબંધ હોય તો તમે જાણો. તેમ ઠાકોરજીની સેવા કરવી હોય તો પુષ્ટ કરાવ્યા વિના સેવા કરવાની પદ્ધતિ આપણે બંને જાતની છેતરપીંડી માટે શરૂ કરી. આપણે મનમાં એવો ભાવ ધારી લીધો કે પુષ્ટ કરાવવાથી કોઈ જાતની જવાબદારી આપણા માથે વધી જશે એટલે આપણે એમ વિચાર્યું કે બે ય બાબતો સાધો. એક બાજુ કહીશું સેવા ચાલી રહી છે. બીજી બાજુ સેવામાંથી છુટ્ટી. સેવા ન કરવી હોય ત્યારે કહીએ અમારા ઠાકોરજી પુષ્ટ કાં છે ? કબાટમાં બંધ કરી કાશ્મીર ચાલ્યા જાવ. પાછા આવો એટલે પાછી સેવા શરૂ. આમ તમે તમારી જાતનેય ઠગો છો. અને ઠાકોરજીને પણ ઠગો છો; માર્ગનેય ઠગો છો. માત્ર ગામને નથી ઠગતા. એટલા તમે બુદ્ધિમાન નથી. ગામને ઠગે તે બુદ્ધિમાન, પણ પોતાની જાતને ઠગે તે બુદ્ધિમાન નહીં

જે પુષ્ટ નથી તે ઠાકોરજીની સેવા કરવી, તે આપણા માર્ગનો સિદ્ધાંત નથી. પુષ્ટ કરાવવામાં શ્રી મહાપ્રભુજીની કાનિ છે. તેમાં વ્રજભક્તતોની કાનિ છે.

આજકાલ જેમ instant નો જમાનો ચાલ્યો છે, તેમ ઠાકોરજીને પણ instant પુષ્ટ કરી દેવાની પદ્ધતિ શરૂ થઈ ગઈ છે. ચરણસ્પર્શ ર્કા એટલે પુષ્ટ આ પદ્ધતિ ખોટી છે. શ્રી મહાપ્રભુજીએ – શ્રી ગુંસાંઈજીએ પુષ્ટ કરવાનો આખો પ્રકાર સમજાવ્યો છે. ભાગવતમાં પ્રભુના ભાવાત્મક વર્ણનના જે શ્લોકો છે, તે થકી સ્વરૂપમાં તે ભાવની સ્થાપના કરવાની આખી પદ્ધતિ બનાવી છે, તે પાછળ કોણ સમય આપે ? જ્યારે બહુ વધી જાય, ત્યારે બધું automation થઈ જાય. પછી જોયા વિના રસદી ફાડીએ, આંકડો જોવા વિના રસીદ કપાતી જાય, એવું થઈ ગયું. પુષ્ટ કરવાની સાચી પદ્ધતિ શ્રીગુસાંઈજીએ ‘પુરુષોત્તમ પ્રતિષ્ઠા પ્રકાર’ નામના ગ્રંથમાં લખી છે. તે પ્રકારથી ઠાકોરજી પુષ્ટ કરવા જોઈએ. વૈષ્ણવોને પણ એવું જ ગમે છે. તમે temporary પુષ્ટ કરી દો. permanent કરશો તો પાછું ગળે વળગશે. અમને પણ લાગે છે કે permanent કયાં પુષ્ટ કરવા ? એટલે ચરણસ્પર્શ કરી temporary પુષ્ટ કરી દીધા. આ બધો આજકાલનો પ્રકાર છે. જેવા ગુરુ તેવા ચેલા જેવા ચેલા તેવા ગુરુ એવું ચાલી રહ્યું છે. આપણા સિદ્ધાંતથી આ વિપરીત વાત છે.

આપણે પણ હવે આ પ્રમાણે જો વર્તતા હોય તો ધ્યાનમાં લઈએ કે શ્રીમહાપ્રભુજી શું આજ્ઞા કરે છે? શ્રીમહાપ્રભુજીની યથાર્થ વાણી સાથે આપણે આપણા જીવનમાં ઉતારીએ. શ્રીગોકુલેશ પાઠશાળાનો એજ ધ્યેય છે કે આ





અંકમાં પ્રથમ પાનથી લઈને છેલ્લા પાન સૂધી કેવળ શ્રીમહાપ્રભુજીની વાણીનો યથાર્થ બોધ આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજને થતો રહે, એજ અંતરાભિલાષા છે.

પાછલી રાત ચલૈ સબ સાથ નિરખનકૌ શ્રીગોકુલનાથ;

ઉત્સાહભર આયૈ નિજ દ્વાર, અતિ આતુર મન કરત વિચાર ।।

જાગૈ વલલ્ભ ઠાડૈ નિજ દાસ, ઉઠિ બૈઠૈ પ્રભુ ભયૌ પ્રકાશ ।। ૧ ।।

ખુલૈ દ્વાર સબ ભીતર આયૈ શ્રીમુખ નિરખિ પરમ સુખ પાયૈ ।।

રસિક શિરોમણિ અતિ રસભરૈ વલ્લભદાસ મનોરથ કરૈ ।। ૨ ।।

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)







*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

*ગુરૂ શિક્ષા - ૧૯*

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

(ગત અંકમાં આપણે શ્રીગુરુદેવને પુછેલ પ્રશ્ન શ્રીગુરુચરણ ભેટ કહેવાય - તે લેવાય? અમોને શ્રીઠાકોરજીને ભેટ ધરવાનો અધિકાર કેમ નહીં? આપના શ્રીચરણની ભેટ થઇ તે શ્રીઠાકોરજી અપનાવે? આ પ્રશ્નના સમાધાનાર્થે પૂજ્ય શ્રીગુરુદેવએ શ્રીમહાપ્રભુજીની વાણીમાંથી કેટલાક સંદર્ભ આપણને આજ્ઞા કરી છે, તે આપણે ગયાં અંકમાં ભણ્યા, તે સંદર્ભનું અનુસંધાન રાખી હવે આપણે આગળ વધીએ.)

**શ્રીગુરુદેવ** :- ....આ પ્રમાણે વિહંગમ્ દૃષ્ટિથી સેવા-કથામય જીવનનું એક માળખું શ્રીમહાપ્રભુજીએ તૈયાર કરેલું છે, તે જોયુ. હવે ઉપર ગણાવેલા આપના પહેલા મુદ્દા અને તમારા પ્રશ્ન તરફ વળીએ.

સેવા માટે બે મુખ્ય અનિવાર્યતાઓ છે - પોતાનું તન અને પોતાનું ધન. અર્થાત્ જે વ્યક્તિ સેવા કરતી હોય તેના જીવિકા-ઉપાર્જન માટે કરેલા પ્રયાસોથી જે કાંઈપણ પ્રાપ્ત થતું હોય તેને પોતાનું ધન કહેવાય. (જીવિકા ઉપાર્જન અથવા ધન ઉપાર્જન- આવો નિર્દેશ એક સામાન્ય અર્થમાં થઇ રહ્યો છે. કેમકે વર્ણ-આશ્રમ પ્રમાણે શાસ્ત્રમાં કહેલા વિધાનને દૃષ્ટિમાં નથી લેવાયું. કેમકે તેને સમજ્યા પછી પણ આજની દેશકાળ પરિસ્થિતિમાં તેની પ્રાથમિકતા કોણ, કેવી રીતે સ્વીકારે છે અથવા શક્ય બની શકે છે - તે ખૂબ વિચારણીય છે.) તેમજ આ પ્રમાણે સ્વપ્રયાસ એટલે કે નૌકરી-ધંધો-વ્યવસાયના પ્રયત્નોથી અથવા અન્ય વારસા વગેરેથી પ્રાપ્ત થયેલી ધન સંપત્તિ તે પોતાનું ધન કહેવાય. ઠીક, તેવી જ રીતે એક આચાર્ય-ગુરુ માટે પણ જીવિકા ઉપાર્જનનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. મજાની વાત તો એ છે કે જ્યારે સમાજની કોઈપણ વ્યક્તિ-વ્યક્તિઓ જીવિકા ઉપાર્જનના શાસ્ત્રીય નિયમ તોડી રહી છે તે જોઈને સન્માર્ગ બતાવનાર આચાર્ય-ઉપદેશવર્ગમાં (શ્રીગુરુ સ્થાને બિરાજેલ શ્રીગુરુદેવ) પણ એક જાતની અચેતન માનસિકતા બનતી જાય છે કે -

*જેમ સાધારણ મનુષ્યો જ્યારે નિયમોને તોડી મોજમજા માણી રહ્યા છે ત્યારે અમે(શ્રીગુરૂ સ્થાને બીરાજેલ ગુરૂ) પણ તેવું કરી, ખાઇ-પીને લહેર કરીએના સૂત્રને અપનાવીએ તો વાંધો શો?*





ઉચ્ચકુળ, સંસ્કૃતિમાં જન્મ્યા બાદ પણ કદાચ આ વર્ગને એક વાત ભૂલાઇ રહી છે કે તેઓ જે વિચારીને, જે કહીને અને જે કરીને દેખાડશે - તેનું જ તેઓની પાછળ આવતા અનુયાયીઓ પણ આચરણ કરશે, કારણકે જે પોતે આચરણ કરીને બીજાને આચાર શિખવે તે જ **આચાર્ય** છે. શાસ્ત્ર તેઓ માટે કહે છે કે :-

**આલોક્ય સર્વશાસ્ત્રાણિ પુરાણાનિ ચ વૈષ્ણવ:**
**તદર્થમાચરેદ્યસ્તુ સ આચાર્ય ઇતિરીત:....**

જે વિષ્ણુભક્ત સર્વશાસ્ત્રોનું અને ઈતિહાસ પુરાણોનો વ્યવસ્થિત અભ્યાસ કરીને શાસ્ત્ર-ઈતિહાસ પુરાણોના સિદ્ધાંતોનું આચરણ પોતાના જીવનમાં કરે તેને આચાર્ય કહેવાય.

તેમજ આપણા સમાજને તેના હિત માટેના કાયદા આપનાર મહર્ષિ મનુ કહે છે

**ઉપનીય તુ ય: શિષ્યં વેદમધ્યાપયેદ્ દ્વિજ:**
**સંકલ્પં સરહસ્યં ચ તમાચાર્યં પ્રચક્ષતે ।। ૧૪૦**

જો રસ્તો દેખાપનાર પોતે જ ભૌતિક આકર્ષણોથી સાધારણ વ્યક્તિનો ચીલાચાલુ વ્યવસ્થા પ્રમાણે વર્તવા લાગશે અને સમાજમાં લૌકિક કાર્યો માટે પ્રયોગ કરાતા ઉપાયોનું સંયોજન કરશે તો પછી કોણ માર્ગદર્શક કહેવાશે અને કોણ અનુકરણકર્તા કહેવાશે? આચાર્યવર્ગને કદાચ આ વિચાર નથી આવતો કે આધુનિક ચીલાચાલુ કીમિયાઓને અપનાવી તેઓ પોતાના પૂજ્ય શાસ્ત્ર અને ધર્મસંસ્થાપક આચાર્યશ્રીઓના વચનોનો ઉપહાસ કરી તે વચનોનું મિથ્યાપણું સિદ્ધ કરાવી રહ્યાં છે. કારણકે જો શાસ્ત્ર અને સંસ્થાપક આચાર્યોનું વચનો અલૌકિક હોય, નિત્ય હોય તો ગુરુ-શિષ્ય સંબંધનો નિર્વાહ માટે અને શિષ્યોને સન્માર્ગ દેખાડવા માટે શાસ્ત્રમાં કહેલા ઉપાય-પ્રયત્નો છોડી તેઓને આધુનિક કીમિયાઓ શા માટે અપનાવવા પડે? અને જો આધુનિક કીમિયાઓ જ કારગત થયા હોય તો શાસ્ત્રોમાં બતાવેલા ઉપાય-પ્રયત્ન અને કર્તવ્યો છે તે નિરર્થક છે, જુની પડેલી કાષ્ઠઔષધિવત્ અસરહીન છે. તેઓશ્રીએ વિચારવું જોઈએ કે જો આ રીતે થતું હોય તો પછી તેઓ ક્યા શાસ્ત્રનો ઉપદેશ આપી રહ્યાં છે? અપૌરુષેય, અલૌકિક અને નિત્યશાસ્ત્રનો અથવા લૌકિક, સમસામાયિક વર્તમાનપત્ર, પત્રિકાઓ અને નવલકથાઓની

જેમ અમુક સમય માટે જ પ્રસિદ્ધિ પામનારા સાહિત્યવત્ માહિતીનો ? આચાર્ય-ગુરુનાં લક્ષણો બતાવી તેના સ્વરૂપનું વિવેચન કરતાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે

**સ સ્વયં ચેતાં ઉત્તમામ્ જાનીયાત્તદા કથં ન સ્વયં કુર્યાત્**

**ભગવત્સેવાં વિધાય પશ્ચાદનિષિદ્ધેનોપાયેન જીવનં સમ્પાદયેત્.**

જેનો ઉપદેશ અપાતો હોય તે વાણીમાં રહેલા સિદ્ધાંતોનું આચરણ કરવાની અનિવાર્યતા શ્રીમહાપ્રભુજી બતાવે છે. તેથી જ આપણા સંપ્રદાયના અતિસમર્થ આચાર્ય એવા શ્રીપુરુષોત્તમચરણ પોતાના આચાર્ય-ગુરુ વર્ગ માટે તેઓની યોગ્ય જીવિકાનો નિર્દેશ કરતો સ્વવૃત્તિવાદ નામનો ગ્રંથ પ્રગટ કર્યો છે. તેમાં આપશ્રીએ એક ગોસ્વામી આચાર્ય-ગુરુ વ્યક્તિ માટે જીવનનિર્વાહ ઉચિત અને નૈતિક શું સાધન અથવા પ્રકાર હોવું જોઈએ તેનું નિરુપણ કર્યું છે ત્યાં આપશ્રી આજ્ઞા કરે છે કે

*તેન ગુરુત્વમેવ વૃત્તિત્વેન ફલતિ યુક્તં ચ એતદ્ અનુપકૃત્ય પરસ્વગ્રહણે ઋણિત્વેન બંધસ્ય પ્રસંજનાત્ કિંચ ઋતોત્તરમ્ અમૃતાખ્યાયાઃ અયાચિતવૃત્તે ઉક્તત્વાત્ તસ્યામપિ શિષ્યસ્યૈવ ગ્રાહ્યં ન ઇતરસ્યતુ એવં સંકોચે તસ્યામપિ પ્રશસ્તત્વસિદ્ધિઃ*

અર્થાત્ - તેથી ગુરુ તરીકે આવતી શ્રીચરણભેટથી જ ગોસ્વામી આચાર્ય-ગુરુનો નિર્વાહ થવો જોઈએ અને આ પ્રકાર જ ઉચિત છે, નહીં કે કોઈપણ રીતે તેનો (શિષ્યનો) ઉપકાર કર્યા વિના બીજાનું ધન લેતાં તેના (શિષ્યના) ઋણી થવું પડે છે અને તે બંધનકારક હોય છે. વળી (તેમાં પણ) વિના માગે જે મળતું હોય અને તે પણ - ગુરુસ્થાને તેમના શિષ્ય તેઓને આપે તેનાથી નિર્વાહ કરવાનું વ્રત લેવાય તો જ એક ગોસ્વામી ગુરુ-આચાર્ય માટે આ જીવનનિર્વાહ કરવાનો પ્રકાર પ્રશંસનીય છે.

તેથી, એક સેવક-શિષ્ય તરીકે આપ સૌ સ્વેચ્છાથી (મારા શબ્દો પર ધ્યાન આપો, સ્વેચ્છાથી, નહીં કે જબરદસ્તીથી, કે તમારે આટલી ભેટ કરવી પડશે! ) જે ચરણભેટ અમોને કરો છો તે પ્રામાણિક અને નૈતિક રીતે અમારું જીવિકાપાર્જનનું સાધન છે અને તેથી તે અમારું પોતાનું દ્રવ્ય કહેવાય. આ પ્રમાણે શાસ્ત્રવિહીત યોગ્ય વૃત્તિથી પ્રાપ્ત કરેલું જે અમારું પોતાનું ધન છે તે આ અમારા પોતાના ધનને પોતાના માતે બિરાજતા શ્રીઠાકોરજીની સેવામાં વિનિયોગ કરવો તે જ અમારા માટે સર્વથા ઉચિત છે. લોભ લાલચથી, અપ્રામાણિક રીતે ઉત્સવ-મનોરથ-યાત્રા-શિબિર-રેલી-પ્રદર્શનો તથા સ્વ-સેવ્ય-સ્વરૂપ સેવા પ્રદર્શન-વ્યાવસાયિક શ્રીમદ્ભાગવત સપ્તાહો અને અવૈદિક યજ્ઞ સમારોહો જેવા આધુનિક સમાયોજનોના





ઉપાયોથી કમાવેલું નિકૃષ્ટ અને અનૈતિક દ્રવ્ય તથા વસ્તુઓ કોઈપણ ગોસ્વામી આચાર્ય-ગુરુ માટે વ્યવહારની દૃષ્ટિએ અથવા પરમાર્થની દૃષ્ટિએ નથી શોભાસ્પદ કે નથી આચરણીય.

**વિશેષ નોંધ :-** અહીં આપનું ધ્યાન એક વિશેષ વાસ્તવિકતા પર દોરવા માંગું છું કે કોઈક જૂજ લોકો પોતાના વ્યક્તિગત દ્વેષના કારણે આપણા શ્રીગોકુલનાથજીના ઘરની સૃષ્ટિમા એક ભયંકર દુષ્પ્રચાર કરી રહ્યાં છે કે શ્રીમદ્ ગોકુલમાં આવેલા શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ-શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીના મંદિરમાં સ્વીકારાતી શ્રીબેઠકચરણ ભેટને બાવાશ્રી પોતે હડપ કરી જાય છે અને લોકોને શ્રીબેઠકચરણ ભેટના નામે ખોટે માર્ગે દોરવે છે. આપને અને આપણી સૃષ્ટિના સર્વસાધારણ સર્વ સેવક-વૈષ્ણવોને આ સત્ય ધ્યાન બહાર ન હોવું જોઈએ. છતાં ય આની વાસ્તવિકતા હું જણાવું છું કે, ગુરુ સ્થાને બાવાશ્રીને એટલે કે મને મુકામાં આવતી ચરણભેટ અને શ્રીબેઠકચરણભેટ બે તદ્દન જુદી વસ્તુઓ છે. શ્રીબેઠકચરણભેટના રૂપમાં સ્વીકારાતી ભેટ દાદાજી-ગાદીપતિ શ્રીગોકુલેશ પ્રભુની ભેટ રીતે શ્રીચતુર્થપીઠની વ્યવસ્થામાં ઉપયોગમાં લેવાય છે અને ગુરુસ્થાને પ્રાપ્ત થતી ચરણભેટ તે મારી સત્તાનું દ્રવ્ય બને છે કે જે દ્રવ્યનો ઉપયોગ દાદાજી શ્રીગોકુલેશજીના શ્રીચરણારવિંદમાં રહી તેઓશ્રીના સેવ્ય સ્વરૂપની સેવામાં મને નૈતિક પણે વિનિયોગ કરવો જોઈએ. માત્ર ચરણભેટ શબ્દના સામ્યથી સત્યને જુઠલાવી જે લોકો આવો પાયા વગરનો દુષ્પ્રચાર કરે છે તેઓ પણ તદ્દન અસત્ય છે. પીઠમાં સ્વીકારાતી શ્રીબેઠકચરણભેટ જુદી છે અને સેવક-વૈષ્ણવો સ્વેચ્છાથી પોતાના પૂજ્યભાવથી પ્રેરિત થઈને પોતાના ગુરુ અને તેઓના પરિવારના ચરણોમાં જે અર્પે છે તે એક જુદી વસ્તુ છે. તેથી, સ્પષ્ટ સમજી લેજો કે ગુરુ સ્થાને ગુરુ તરીકે પ્રાપ્ત થતી ચરણભેટ-વસ્તુઓ તે મારી પોતાની સત્તાની હોઈ તેનો ઉપયોગ સુનિશ્ચિતપણે હું મારા શ્રીઠાકોરજી માટે કરી શકું છું અને શ્રીઠાકોરજી પણ આનો નિશ્ચિતપણે સ્વીકાર કરશે તેવી ખાત્રી મને મારા શ્રીમહાપ્રભુ આપે છે -

**યત્કિમપિ કથમપિ કવાપ્યુપાહર્તુમિચ્છતિ અદ્ધા તદ્ગોપિકેશઃ**
**સ્વવદનકમલે ચારુહાસે કરોતિ..**

આપના આ પ્રશ્નનો એક અંશમાં આપે જિજ્ઞાસા બતાવી છે કે વૈષ્ણવ શ્રીઠાકોરજીને ભેટ ધરી શકે કે નહીં ? તેનો જવાબ આપતા પહેલાં હું ફરી આપને સ્મરણ કરાવવા માગું છું કે આ પ્રશ્નોત્તરીના બધા જ પ્રશ્નો મુકતાં આપના અંતઃકરણમાં એક વાત તો સ્પષ્ટ જ હશે કે આ પ્રશ્નો આપ આપણા ઘરમાં-પુષ્ટિમાર્ગના સંદર્ભમાં જ કરી રહ્યા છો. જો સામાજ્ય મર્યાદામાર્ગના સંદર્ભમાં હોય તો પણ શ્રીદાદાજી





શ્રીગોકુલેશ પ્રભુચરણની કૃપાથી નિર્ણય-વ્યવસ્થા આપવામાં કોઈ તકલીફ નથી. છતાં ય બન્ને વિષયોની એટલે કે શાસ્ત્રમાં સામાન્ય રીતે દર્શાવેલા મર્યાદામાર્ગ અને વિશેષ રીતે દર્શાવેલા પુષ્ટિમાર્ગ - આ બન્નેની વ્યવસ્થામાં એક સુક્ષ્મ પ્રભેદ રહેલો છે અને આ પ્રભેદને ધ્યાનમાં રાખતાં આપને કે અન્ય કોઈ સાધારણજનને મુંઝવણ ઊભી નહીં થાય. શાસ્ત્રમાં વ્યાપક રીતે અનેક સ્વભાવ અધિકારના અસંખ્ય જીવો માટે માર્ગદર્શન પ્રાપ્ત થાય છે. જ્યારે આવી જ રીતે સ્વભાવ અધિકારની અંતઃર્ગત વિવિધતા હોવા છતાં પણ પુષ્ટિજીવો તેઓથી એટલે કે સામાન્ય મર્યાદામાર્ગીય જીવોથી જુદા પડી જાય છે. આ પ્રમાણે પુષ્ટિમાર્ગના સ્વભાવ અધિકારને ધરાવતા જીવો માટે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીએ પ્રગટાવેલા પુષ્ટિમાર્ગમાં તેઓશ્રી ભક્ત અને ભગવાનનો સંબંધ તદ્દન વ્યક્તિગત રીતે બતાવે છે. તેથી જ પુષ્ટિ-ભક્તિમાર્ગના આદિ ગુરુ શ્રીવ્રજસ્વામિનીઓથી લઈ આધુનિક્તમ યુગના કૃષ્ણસેવા કરતા ભક્તો પોતાના માટે જ પ્રગટ થયેલા પુષ્ટ સ્વરૂપની ટહેલ-સેવા-કથા-પરિચર્યા-ગુણગાન કરતા હોય છે. જો આવું ન હોત તો તે શુદ્ધ પુષ્ટિમાર્ગના અતિ સમર્થ ગુરુ-સ્વરૂપ અસંખ્ય સ્વામિનીઓ માટે તેઓના આરાધ્ય પરમાત્મા શ્રીકૃષ્ણને અસંખ્ય સ્વરૂપ ધારણ કરવાં પડ્યાં ન હોત. તેથી જ પ્રમાણમૂર્ધન્ય શ્રીમદ્ભાગવત્ આપણને જણાવે છે કે -

**કૃત્વા તાવન્તમાત્માનં યાવતીર્વ્રજયોષિત:**

આ પ્રમાણે પોતાનો બની જે આવ્યો છે તેવા પ્રાણપ્રેષ્ઠ શ્રીભગવાનને ભક્તિના અનેકવિધ ઉપચાર કરતો ભક્ત ભેટ પણ ધરી જ શકે છે. પરંતુ તે ભેટ આપણા માથે બીરાજતા પ્રભુને જ ધરાય. બીજાના માથે બીરાજતા શ્રીઠાકોરજીને ભેટ ધરવાનો અર્થ છે તેને દેવ-દ્રવ્ય લેવાનું પાપ થાય અને ભેટ ધરનારને આ પ્રમાણે ભેટ કરી બીજાને ગેરમાર્ગે દોરવાનો દોષ થાય. પોતાના પ્રભુને ધરેલી ભેટમાં પણ કાળજી રાખવી પડે કે તે ધરેલી ભેટમાંથી પણ એ સહસ્રઅંશ (એક અણું જેટલો ભાગ) પણ આપણી પાસે કોઈપણ રૂપમાં પાછો ન આવી જાય. ખરેખર તો આ વિષય થોડો લાંબો છે છતાંય પ્રસંગોપાત ટૂંકમાં આપના ધ્યાન પર લાવું છું કે કોઈપણ વ્યક્તિએ ભેટ અને સમર્પણ વચ્ચેનો તફાવત સમજવો જોઈએ. દેખીતી રીતે તો બન્ને ક્રિયાઓ એટલે કે ભેટ અને સમર્પણ ક્રિયાઓ એક જેવી દેખાય છે, કેમકે બન્ને ક્રિયાઓ આપવાની જ હોય છે. પરંતુ, તેમાં આભ-જમીનનો ફેર છે અને એ અંતર આપણા મન અથવા વિચાર સંકલ્પથી થતું હોય છે. તેમજ તે સંકલ્પ પ્રમાણે આપણા આચરણમાં પણ અતિ સ્પષ્ટ ભેદ જણાઈ આવે છે. આપણિ માલિકીમાંથી દ્રવ્ય કે વસ્તુનો કોઈપણ અંશ જુદો કરી સામાવાળી વ્યક્તિની માલિકીમાં સોંપી દેવો તેનું નામ છે ભેટ અથવા દાન. પરંતુ જ્યાં પોતાના દેહ-ઈન્દ્રિય-પ્રાણ-આત્મા-અંતઃકરણ સહિત દેહ-ગેહ





સંબંધી તમામ સ્થાવર જંગમ ઉપર પોતાનું નિયમન રહેવા છતાંપણ કોઇક વ્યક્તિની માલિકી સ્વીકારવી લેવી, એનું સ્વામીપણું સ્વીકારી લેવું તે સમર્પણ કહેવાય છે. જે પ્રક્રિયામાં કોઇક દેનાર હોય અને કોઇક લેનાર હોય અને જ્યાં માલિકીનું સ્થાનાન્તર થતું હોય તે પ્રક્રિયા દાન અથવા ભેટની છે, અને જ્યાં કાંઇપણ દીધા વગર અને કાંઇ પણ લીધા વગર એટલે કે વસ્તુ કે દ્રવ્યની લેણદેણ સિવાય અથવા દસ્તાવેજ કર્યા વગર પણ જ્યાં બધું જ અપાઇ જાય છે અને તે બધું જ લેવાઇ જાય છે તે પ્રક્રિયાનું નામ સમર્પણ.

જાન તુજ પર નિસાર કરતા હું,

મેં નહીં જાનતા દુઆ ક્યાં હૈ.

હે પ્રિય, શું સાધનો કરવાં અને કયાં સાધનો કરવાં- આ બધું તો કાંઇ નથી જાણતો, પણ એક વાત જાણું છું કે દરેક શ્વાસથી તારા પર મરું છું અને ન્યોછાવર થાઉં છું.

તેથી, જ્યાં જાન ન્યોછાવર કરાતો હોય ત્યાં જાન સાથે અને જાન માટે જોડાયેલી સંપત્તિઓનો ક્યાં પ્રશ્ન છે! થોડુંક હલકું લાગે તેવું ઉદાહરણ છે, પરંતુ વાતને ખૂબજ સ્પષ્ટ સમજાવી શકે તેવું ઉદાહરણ એ છે કે-વિચારો કે ચાર સ્ત્રીઓ ઉપસ્થિત હોય તેઓને દેહ-ઇન્દ્રિય-હાડમાંસ-હાથપગ વગેરે આકૃતિથી સામાન્ય રીતે સ્ત્રીદેહ અથવા સ્ત્રી વ્યક્તિ જ કહેવાશે. પણ મનુષ્ય એકને જનની કહે છે, એકને ભગિની કહે છે, એકને અર્ધાંગિની કહે છે અને એકને પુત્રી કહે છે-દિકરી કહીને બોલાવે છે. સ્ત્રી વ્યક્તિની રીતે ચારેય દેહ સ્ત્રીના જ લાગતા હોય છે, પરંતુ મનુષ્યનો વિચાર, એનો સંકલ્પ, એનો હૃદયનો ભાવ અને એના આત્માનો પુકાર ચારેય સ્ત્રી વ્યક્તિઓના વ્યવહારમાં આભ-જમીનનું અંતર કરાવી દે છે. તેથી જ સમર્પિત કરેલા દ્રવ્ય કે વસ્તુના પોતાના શ્રીપ્રભુએ અંગીકાર કર્યા બાદ ઉત્કૃષ્ટ રીતે પ્રસાદ રીતે નિશ્ચિતપણે લઇ શકાય છે. અરે, લઇ શકવાની ક્યાં વાત? એક સેવક ભક્તે તો પોતાના દેહ-ગેહનો સંપૂર્ણ વ્યવહાર ભગવદ્ ઉચ્છિષ્ટ-સમર્પિતથી જ કરવો જોઇએ.

**તસ્માદૌ સર્વકાર્યે સર્વવસ્તુસમર્પણમ્**

**સેવકાનાં યથા લોકે વ્યવહાર: પ્રસિદ્ધતિ.**

પરંતુ દાન કે ભેટ કરેલા દ્રવ્ય અથવા પદાર્થમાંથી એક અંશ માત્ર પણ આપણા ઉપયોગમાં પાછો આવી જાય તો શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરશે કે-

*જો શ્રીઠાકોરજીકો દ્રવ્ય ખાયગો સો મેરો નાહીં, ઔર મેરો સેવક ભગવદીય હોયગો સો દેવ-દ્રવ્ય કબહું ન ખાયગો, જો ખાયગો સો મહાપતિત હોયતો.*





આપે તો કદાચ શ્રીમદ્ ભાગવતના પ્રસંગો તો વાંચ્યા-સાંભળ્યા જ હશે! તેમાં રાજ નૃપની કથા આવે છે-જે રાજાને ઉદ્દેશથી નહીં પરંતુ અજ્ઞાનથી - *પોતાની દાનમાં આપેલી વસ્તુ પાછી ઘરમાં આવતાં* કાચંડો બનવું પડ્યું હતું. તે કોણ જાણે ? અત્યારે પુષ્ટિમાર્ગમાં તથા-કથિત વૈષ્ણવો શું બનવા માંગે છે ? ત્યાં તો તે અજાણમાં બન્યું હતું, અહીં તો જાણી બુઝીને તાગડધીન્ના થાય છે. તેથી અહીં આનાથી એવો નિયમ થાય છે કે કોઈપણ વૈષ્ણવ વ્યક્તિ પોતાના શ્રીઠાકોરજીને ભેટ ધરી શકે છે, પરંતુ એટલી કાળજી રાખવી જોઈએ કે ભેટ ધરેલી વસ્તુનો એક અંશમાત્ર કોઈપણ રૂપમાં સેવક પાસે પાછો ન આવે.

**શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## આત્મનિવેદન - ૧

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ ! શરણનું સ્વરૂપ, શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કરવાની આવશ્યક્તા અને શરણમન્ત્ર ઉપદેશ ગ્રહણ કર્યા પછી ભક્તે શરણની ભાવના કેવી રીતે કરવી, તે આપશ્રીએ સર્વ વિસ્તારથી કૃપા કરીને સમજાવ્યું, તે યથાર્થ છે. અને તે ઉપરથી મારા મનમાં એવો નિશ્ચય થયો છે કે શ્રીહરિને શરણે ગયા વગર આ મહાભયંકર સંસારના ભયથી મુક્ત થવાનો બીજો કોઈ પણ ઉપાય નથી. માટે શ્રીહરિને શરણે અવશ્ય જવું. પરંતુ આપણા સંપ્રદાયમાં બીજો ઉપદેશ આત્મનિવેદનાત્મક બ્રહ્મસંબંધ મન્ત્રનો આપવામાં આવે છે. તેનું તાત્પર્ય શું હશે ? તે આપશ્રી કૃપા કરીને આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- સર્વશાસ્ત્રોનો એવો અભિપ્રાય છે કે, જીવો ભગવાન્‌માંથી ઉત્પન્ન થયા ત્યારે તેને અવિદ્યાનો સમ્બન્ધ થવાથી પોતાના સ્વરૂપની વિસ્મૃતિ થઈ એટલે કે *હું ભગવાનનો અંશ છું,* એ ભૂલાઈ જવાયું. એટલે તેને બંધ થયો. આ ઉપરથી સમજી શકાય છે કે અવિદ્યા લાગ્યા પહેલાં જીવ શુદ્ધ હતો પણ અવિદ્યા એ જ તેને બંધ કર્યો. તેથી તે બંધનું કારણ અવિદ્યા જ્યારે નિવૃત્ત થાય ત્યારે જીવને મોક્ષ મળે. પરંતુ તે અવિદ્યા શી રીતે દૂર કરવી, તે બાબતમાં મત-વૈવિધ્ય રહેલું છે, જેમકે માયાવાદી તથા સાંખ્યમતવાદી કહે છે કે *અવિદ્યાનો સમૂલ નાશ કરવો જોઈએ*, અવિદ્યાનો સમૂલ નાશ થાય ત્યારે જ મોક્ષ થાય. પરંતુ તેઓની





માન્યતા પ્રમાણે દેહાદિકની સ્થિતિ રહે ત્યાં પર્યન્ત અવિદ્યાનો નાશ થવો અતીવ કઠિન છે. કારણકે અવિદ્યા જેની દૂર થયેલી છે તેવા જીવન્મુક્ત પુરુષની દશાનું વર્ણન નીચેના શ્લોકમાં કરેલું છે :

**દેહં ચ નશ્વરમવસ્થિતમુત્થિતં વા**

**સિદ્ધો ન પશ્યતિ યતોઽધ્યગમત્સ્વરૂપમ્ ।**

**દૈવાદપેતમુત દૈવવશાદુપેતમ્**

**વાસો યથા પરિકૃતં મદિરામદાન્ધઃ ।।**

(શ્રીમદ્ ભાગવત.૧૧.૩.૩૬)

મદિરામદાન્ધ પુરુષને વસ્ત્ર પહેરેલું છે, યા શરીર ઉપરથી પડી ગયેલું છે, તેનું જેમ ભાન રહેતું નથી, તે પ્રમાણે આત્મનિષ્ઠ પુરુષને પણ પોતાનો દેહ બેઠેલો છે, યા ઉભો છે, બહાર ગયો છે, યા બહારથી પાછો આવેલો છે, તેનું અનુસંધાન રહેતું નથી.

આ શ્લોકમાં કહ્યાં પ્રમાણેની દશા (સ્થિતિ) જ્યારે થાય ત્યારે જ અવિદ્યાનો સમૂલ નાશ થયો કહેવાય, પરન્તુ તેવી દશા થવી માયાવદીમતમાં અત્યન્ત દુર્લભ છે. કારણકે માયાવાદી તો દેહને અવિદ્યાનું કાર્ય અને જીવને અવિદ્યામાં પડેલું બ્રહ્મનું પ્રતિબિંબ માને છે. તેથી દેહ તથા જીવ જ્યાં સુધી રહે ત્યાં સુધી તેમના મત પ્રમાણે અવિદ્યાનો નાશ ઘટી શકતો જ નથી. તેથી જ જીવનમુક્ત દશા પણ તેમના મત પ્રમાણે સિદ્ધ થઇ શકતી નથી. કારણકે અવિદ્યાના નાશ થયા પછી અવિદ્યાનું કાર્ય દેહ અને અવિદ્યામાં પડેલો પ્રતિબિંબરૂપ જીવ એ બન્ને રહી શકે જ નહીં.

તેમ જ સાંખ્ય મત પ્રમાણે તત્ત્વના વિચારથી પણ અવિદ્યાનો સમૂલ નાશ થવો અત્યન્ત કઠિન છે. આપણે માનીએ કે જ્ઞાનાદિકના દઢ અભ્યાસથી અથવા સાંખ્યમાં કહેલા તત્ત્વવિચારના દઢ અભ્યાસથી અવિદ્યાનું સ્વરૂપ જાણવામાં આવે કે **અવિદ્યા દુઃખપ્રદ છે**, પણ દેહયાત્રાનિર્વાહાર્થ અવિદ્યાનો અંશ તો તે સમયમાં પણ રહે જ છે; સમૂલ નાશ થતો નથી. કારણકે અવિદ્યાનો અધ્યાસ જન્મજન્માન્તરના સંસ્કારથી દઢ બંધાઇ રહેલો છે. તેથી તેનું છૂટવું અત્યન્ત કઠિન છે. વિચાર કરીએ તો એક સાધારણ અધ્યાસનો પણ નિઃશેષ નાશ કરવો બહુ કઠિન પડે છે, તો પછી અસંખ્ય જન્મના સંસ્કારથી દઢ બંધાયેલો અધ્યાસ છૂટવો તો ભારે કઠિન પડે, તેમાં કહેવું શું! પરંતુ તે અવિદ્યાની કાર્યભૂત અહન્તા-મમતાને એક તરફથી છોડાવીને બીજી તરફ લગાડી શકાય છે. જેમકે એક પુરુષ અફીણનો બંધાણી હોય, તેને આપણે કહીએ કે *તુ અફીણ ખાવું તદ્દન છોડી દે*, તો તે વાત એ અફીણ ખાવાવાળા પુરુષથી એકદમ બની નહીં શકે, પણ ધીરે ધીરે એ





પુરુષને ઝેરકોચલું અથવા જાયફળ વિગેરે અન્ય ઔષધોના સેવનથી અફીણ ખાવાનું દુર્વ્યસન છોડાવી શકાય છે. તે જ પ્રમાણે વેદાદિ સર્વ શાસ્ત્રોમાં, દેહાદિકની સર્વ ક્રિયાઓ, ભગવદર્પણ, આત્માર્પણ કે બ્રહ્માર્પણ કરવી, એમ ભિન્ન ભિન્ન શબ્દથી અવિદ્યાના અધ્યાસને છોડવાનો સુગમ ઉપાય બતાવેલ છે. તે આ પ્રકારે સમજાવો. અવિદ્યા બે પ્રકારની છે. એક ઈશ્વરકૃત અને બીજી જીવકૃત. વેદમાં કહ્યું છે કે **સ નૈવ રેમે, સ એકાકી ન રમતે, સ દ્વિતીયમૈચ્છત્, સ હૈતાવાનાસ**, તે પરમાત્માએ એકલા રમતા નથી, તે પરમાત્માને બીજાની ઈચ્છા કરી, તેજ પરમાત્મા નિશ્ચય આ જગત્રૂપ થયા, વગેરે શ્રુતિના અભિપ્રાય પ્રમાણે બાહ્ય રમણ કરવાની ઈચ્છાથી પરબ્રહ્મ પરમાત્મા આ જગતરૂપ થયા છે, એમ વેદમાં કહેલું છે. તદનુસાર પરબ્રહ્મ પરમાત્મા જ્યારે આ દશ્યમાન પ્રપંચરૂપ થાય છે ત્યારે નીચેના શ્લોકમાં દર્શાવેલ પોતાની દ્વાદશ (બાર) શક્તિઓના આવિર્ભાવ જગતમાં કરે છે.

**શ્રિયા પુષ્ટયા ગિરા કાન્ત્યા કીર્ત્યા તુષ્ટ્યેલયોર્જયા ।**
**વિદ્યયાઽવિદ્યયા શક્ત્યા માયયા ચ નિષેવિતમ્ ।।**

(શ્રીમદ્ ભાગવત ૧૦.૩૪.૫૫)

શ્રી, પુષ્ટિ, વાણી, કાન્તિ, કીર્તિ, તુષ્ટિ, ઈલા, સર્વસામર્થ્યરૂપ ઉર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ (સર્વપ્રધાનભૂત ઈચ્છાશક્તિ) અને માયા આ બાર શક્તિથી નિષેવાયેલું બ્રહ્મ છે, આમાં અવિદ્યા પણ એક શક્તિ કહેલી છે. તે ભગવત્કૃત છે. તેનો નાશ તો જ્યારે ભગવાન્ પોતે કરે ત્યારે જ થઇ શકે, બીજા કોઇ પ્રકારે થઇ શકે નહીં.

(...ક્રમશ:)

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

ગુરુદેવ :- ગયાં વખતે તે સમજ્યું કે મર્યાદામાર્ગમાં જેમ શ્રીમદ્ ભાગવતમાં શ્રીપ્રભુ આજ્ઞા કરે છે કે મને અર્પણ કરેલ દીવાનો પ્રકાશ પણ ન લેવો. તો પછી આપણા માર્ગમાં જ્યારે આપણે સર્વસ્વ સમર્પણ શ્રીપ્રભુને કરતાં હોઇએ, તો પછી તેનો ફરી ઉપભોગ પોતાની માટે કેમ રીતે કરવો ? હવે આગળ સમજ.

હવે ધ્યાન દેવાની વાત એ છે કે શ્રીપ્રભુએ પોતાના કથનમાં સ્વયંના ચિન્હ, ભક્તજનોના દર્શન-સ્પર્શન-અર્ચનાદિ ધર્મ અલગથી કહેલા છે. સાથે વૈદિકી-તાન્ત્રિકી દીક્ષાની વાત પણ અલગ પ્રકરણમાં બતાવે છે. હવે અલગ પ્રકરણ કરીને કહેવાનું તાત્પર્ય શું હોઇ શકે ? તેનું કારણ એ છે કે આવો કોઈપણ પ્રકાર આપણા પુષ્ટિમાર્ગમાં સંલગ્ન નથી. પુષ્ટિમાર્ગને લાગુ નથી પડતું. પુષ્ટિમાર્ગ જોડે કોઇ સમ્બન્ધ નથી. હવે રહ્યો પ્રશ્ન દાસ્યેન (હેતુનો) આત્મનિવેદનનો, આત્મનિવેદનને કઇ અલગ તારવીને કહેવામાં નથી આવ્યું, પણ તે માર્ગ સમ્બન્ધી છે. અને આપણે આગળના શ્લોકો દ્વારા સમજી ગયા છીએ કે આત્મનિવેદન તે કોઈની ઉપર થોડી દેવાનો પ્રકાર નથી, પણ ભક્તિના અધિકારને સિદ્ધ કરનારું છે. ચલ, હવે કંઈક શ્રીમદ્ ભાગવતના વધુ વચનો સમજીએ.

सूर्योग्निर्ब्राह्मणो गावो वैष्णवः खं मरुज्जलम्।
भूरात्मना सर्वभूतानि भद्र पूजापदानि मे।। ११/११/४२

અર્થાત્ :- હે ભદ્ર ! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગૌ, વૈષ્ણવ, આકાશ, વાયુ, જલ, પૃથ્વી, આત્મા ઔર સમસ્ત પ્રાણી - આ સર્વ મારી પૂજાના સ્થાન છે.

इष्टापूर्त्तेन मामेवं यो यजेत समाहितः।
लभते मयि सद्भक्तिं मत्स्मृतिः साधुसेवया।।११/११/४७

અર્થાત્ :- આ પ્રકાર જો મનુષ્ય એકાગ્રચિત્તથી યજ્ઞ-યાગાદિ ઈષ્ટ અને કુવા-બાવળી બનાવવા, વગેરે પૂર્ત્તકર્મો દ્વારા મારી પૂજા કરે છે, તેને મારી શ્રેષ્ઠ ભક્તિ પ્રાપ્ત કરે છે, અને સંત-પુરુષોની સેવા કરવાથી મારા સ્વરૂપનું જ્ઞાન પણ થઇ જાય છે.

अथैतत्परमं गुह्यं श्रृण्वतो यदुनन्दन।
सुगोप्यमपि वक्ष्यामि त्वं मे भृत्यः सुहृत्सखा।।११/११/४९





અર્થાત્ :- પ્યારા ઉદ્ધવ! હવે હું તને એક અત્યન્ત ગોપ્ય, પરમ રહસ્યની વાત બતાવું છું; કેમકે તું (ઉદ્ધવજી) મારો પ્રિય સેવક, હિતૈષી, સુહૃદ્ અને પ્રેમી સખા છે; સાથેજ આ સર્વ જાણવાનો ઇચ્છુક પણ છે.

ज्ञानं विंशुद्धं विंपुलं यथैतद्वैराग्ययुतं पुराणम्।
आख्याहिं विंश्वेश्वर विंश्वमूर्ते त्वद्भक्तियोगं महद्विंमृग्यम्।।११/१९/८

અર્થાત્:- ઉદ્ધવજી પ્રભુને વિનન્તિ કરે છે કે વિશ્વરૂપ પરમાત્મન્! આપ જ વિશ્વના સ્વામી છો! આપનું આ વૈરાગ્ય અને વિજ્ઞાનથી યુક્ત સનાતન એવં વિશુદ્ધ જ્ઞાન જે પ્રકાર સુદૃઢ થઇ જાય, તેજ પ્રકારે મને સ્પષ્ટ કરીને સમનાવો અને મને આપના ભક્તિયોગનું પણ વર્ણન કરો, જેને બ્રહ્મા વગેરે મહાપુરુષો પણ શોધતા ફરે છે.

भक्तिंयोगः पुरैवोक्तः प्रीयमाणाय तेऽनघ।
पुनश्च कथयिंष्यामिं मद्भक्तेः कारणं परम्।।११/१९/१९

અર્થાત્ :- નિષ્પાપ ઉદ્ધવજી! ભક્તિયોગનું વર્ણન તો મૈં તમને પહેલા સંભળાવી ચૂક્યો છું; છતાં તમારી ભક્તિયોગમાં વિશેષ પ્રીતિ છે, એટલે ફરીથી હું તમને ભક્તિ પ્રાપ્ત થવાના શ્રેષ્ઠ સાધન બતાવી રહ્યો છું.

પ્રભુએ ભક્તિયોગ-ભક્તિનું વર્ણન તો આગળના શ્રીમદ્ ભાગવતના એકાદશ અધ્યાયમાં આજ્ઞા કરી ચૂક્યા છે, છતાં જો ભક્તિની વિશેષતા પામવી છે, તો હવે જે આ એકાદશ સ્કંધના ૧૯માં અધ્યાયમાં જે ભક્તિનું વર્ણન આવે છે, તે આપણા પુષ્ટિમાર્ગની વિશેષ ભક્તિને પ્રતિપાદન કરે છે. આપણા માર્ગમાં આજ ભક્તિનું વર્ણન છે, આજ ભક્તિ એક સેવક-વૈષ્ણવે ઝંખવી જોઇએ, અને આજ ભક્તિ દ્વારા શ્રીહરિની પ્રસન્નતા શિઘ્ર પામે છે.

श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम् ।
परिंनिंष्ठा च पूजायां स्तुतिंभिंः स्तवनं मम ।। ११.११.२०

અર્થાત્ :- જો મારી ભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છતા હોય, તે મારી અમૃતમયી કથામાં શ્રદ્ધા રાખે; નિરન્તર મારા ગુણ-લીલા અને નામોંનું સંકીર્તન કરે; મારી પૂજામાં (સેવા) અત્યન્ત નિષ્ઠા રાખે અને સ્તોત્રો દ્વારા મારી સ્તુતિ કરે. ૨૦





શ્રીપ્રભુ અહીં જે આજ્ઞા કરી રહ્યાં છે, તે શ્રીમહાપ્રભુજી આપણને આજ્ઞા કરી રહ્યાં છે કે **સેવાયાં વા કથાયાં વા**. પ્રભુની કથા (શ્રીમદ્ ભાગવતનું રસપાન), ગુણ-લીલા અને નામોનું સંકીર્તન નિત્ય કરવું, (નહીં કે સાત દિવસની વ્યાપારિક કથા), મારી પૂજા, જેને શ્રીમહાપ્રભુજી આપણને સેવાની આજ્ઞા આપે છે, તે સેવામાં નિષ્ઠા જરૂરી છે અને ભગવદ્ ગુણગાન, જેમકે પદ-ધોળ, સ્તોત્રો દ્વારા શ્રીપ્રભુને રીઝવવા.

आदरः परिचर्यां सर्वाङ्गैरभिवन्दनम् ।

मद्भक्तपूजाभ्यधिका सर्वभूतेषु मन्मतिः ।। ११.११.२१

અર્થાત્ :- મારી સેવા-પૂજામાં પ્રેમ રાખે અને મારા શ્રીવિગ્રહ (મૂર્તિ) સન્મુખ સાષ્ટાંગ લોટકર દંડવત્ પ્રણામ કરે; મારા ભક્તોની પૂજા (આગતા-સ્વાગતા) મારાથી પણ અધીક માનીને કરે, અને સમસ્ત પ્રાણીઓમાં મને જોવે.

આ વચન સાંભળી-વાંચીને આપણને થાય કે શ્રીમહાપ્રભુજીએ કોઇ અલગ વાત નથી કરી રહ્યાં, પણ એજ આજ્ઞા આપણને શ્રીમદ્ ભાગવતની કરી રહ્યાં છે કે શ્રીપ્રભુની સેવા કરવી, હરિ-ગુરુ-વૈષ્ણવને સમાન ગણવા, અને સર્વ ચરાચર જગતમાં વિદ્યમાન જીવો પર દીનતા રાખવી. ૨૧

मदर्थेष्वङ्गचेष्टा च वचसा मद्गुणैरणम् ।

मय्यर्पणं च मनसः सर्वकामविवर्जनम् ।। ११.११.२२

અર્થાત્ :- ભક્તની પ્રત્યેક અંગની ચેષ્ટા કેવળ મારા માટે હોય, વાણીથી મારાજ ગુણોનું ગાન કરે અને પોતાનું મન મને અર્પિત કરે અને સર્વ કામનાઓ છોડી દે.

શ્રીપ્રભુની માટે જાગવુ, પ્રભુને સુખ થાય, તે માટે આપણે દંતધાવન કરવું, કારણ ! આપણા મુખની વાસ પ્રભુને ન લાગે, સ્નાન કરવું, કારણ ! આપણા શરીરની દુર્ગંધ પ્રભુને ન થાય, સદાય પોતાના મુખમાં પ્રભુના ગુણગાન ગાવુ, અષ્ટાક્ષર રટન કરવું, અને મનચા, વચસા, કર્મણા પ્રભુમાં અર્પિત કરી દેવું. એટલે આપણું સર્વ સમર્પણ પ્રભુને કરવું.

मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।

इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद् व्रतं तपः ।। ११.११.२३

અર્થાત્ :- મારી માટે ધન, ભોગ અને પ્રાપ્ત સુખનો પરિત્યાગ કરી દે, અને જે કાંઇપણ યજ્ઞ, દાન, હવન, જપ, વ્રત અને તપ કરીએ, તે સર્વ મારા (શ્રીપ્રભુ) માટેજ કરે.





શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે જેમાં વૈરાગ્ય હોય (જે ધન, ભોગ, સુખ પ્રાપ્તિનો ત્યાગ કરી ચૂક્યા છે) ત્યાં શ્રીપ્રભુ જલ્દીથી પ્રાપ્ત થાય છે. શ્રીવ્રજસ્વામિનીઓ નિ:સાધન હતા, કોઇપણ પ્રકારનો ધન, ભોગ કે સ્વસુખ પ્રાપ્તિની કામના ન હતી, તેથી તેઓ શીઘ્ર શ્રીપ્રભુને પામ્યા. જે વૈદિક ક્રીયાઓ છે, જેમકે યજ્ઞ, દાન કરવું, હવન, વગેરે તે સર્વ શ્રીપ્રભુને સુખ થાય તેની માટે કરવું. નિત્ય શ્રીપ્રભુનું જપ, તપ, વ્રત પ્રભુને સુખ માટે કરવું. સર્વ ક્રીયાઓ શ્રીપ્રભુની સેવા-સુશ્રુષા માટે કરવું.

एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।

मयि सञ्जायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ।। ११.११.२४

અર્થાત્ :- પ્રિય ઉદ્ધવજી! જે મનુષ્ય આ કથન પ્રમાણે કહેલ ધર્મોનું પાલન કરે છે, અને મારા પ્રતિ (મને) આત્મનિવેદન (સર્વસ્વ સમર્પણ) કરે છે, તેમના હૃદયમાં મારી પ્રેમમયી ભક્તિનો ઉદય થઇ જાય છે, અને જેમને મારી ભક્તિ પ્રાપ્ત થઇ ગઇ, તેમની માટે આ જગતમાં બીજી કઇ વસ્તુ પ્રાપ્ત કરવી શેષ રહી જાય છે?

જેને શ્રીપ્રભુ પ્રાપ્ત થયા, પછી જીવને શું જોઇએ? શ્રીમહાપ્રભુજી એટલા માટે આપણને આત્મનિવેદન કરવાની આજ્ઞા આપે છે. આજકાલ આ આત્મનિવેદનમાં પોતાનું શરીર અને બીજાના દ્રવ્ય અથવા પોતાનું દ્રવ્ય અને બીજાનું શરીર, એ પ્રમાણે પૂજા-પ્રવાહ ચાલે છે, શ્રીપ્રભુ તેને સ્વીકારતાં નથી, તે આ ઉપરોક્ત શ્રીમદ્ ભાગવતના શ્રીપ્રભુ અને ઉદ્ધવજીના સંવાદ દ્વારા સ્પષ્ટ રીતે સમજી શકાય છે. પોતેજ કર્મ કરવું પડશે. કર્મ એટલે કર્મમાર્ગ નહીં, પણ કર્મ એટલે ક્રિયા. પોતેજ શ્રીપ્રભુની માટે શ્રીમાલાજી સિદ્ધ કરવી, પોતેજ શ્રીપ્રભુ માટે સિંહાસન સમારવું, પોતેજ શ્રીપ્રભુની માટે સામગ્રી સિદ્ધ કરવી, અરોગાવી, વગેરે પ્રત્યેક ચેષ્ટા પોતાના માથે પધારેલ શ્રીપ્રભુની જાતેજ કરવી. આજકાલના હવેલી દર્શનથી તૃપ્તિ તે પુષ્ટિમાર્ગ નથી. એટલેજ શ્રીપ્રભુ ૧૧.૧૧.૧૯માં આજ્ઞા કરે છે કે મારી વિષેશ પ્રકારની ભક્તિ પ્રાપ્ત થવાના શ્રેષ્ઠ સાધનો બતાવ્યા છે. નહીં કે કોઇ અન્ય સામાન્ય ભક્તિના સાધનો. આપણા પુષ્ટિમાર્ગની ભક્તિ આવી વિશેષ પ્રકારની છે. અન્ય સામાન્ય ભક્તિ નથી.

આ પ્રકારે અન્તમાં ભક્તિ સિદ્ધ થઇ ગયા પછી સર્વ પુરુષાર્થોનો ત્યાગ બતાવી પ્રસંગને પૂરો કર્યો. તેથી અધિકારભેદ હોવાથી સાધન ભેદ, સાધન ભેદ હોવાથી ફલભેદ. એજ પ્રકારે અધિકાર ભેદ હોવાથી સાધન ભેદ તથા ફલભેદ બન્ને સાથે હોવાથી (જે એકાદશ સ્કંધ ૧૧ અધ્યાય અને એકાદશ સ્કંધ ૧૯માં અધ્યાયમાં ભેદ છે, તે પ્રમાણે) ભક્તિમાર્ગ (પુષ્ટિમાર્ગ)માં ભેદ હોવાથી જે **दत्तापहारवचन** જે છે, તે





આપણા માર્ગ સંબંધી નથી. તેથી આપણા માર્ગમાં પ્રભુને સમર્પિત કર્યા પછી તત્ તત્ વસ્તુઓનો પોતાના માટે પ્રસાદરૂપે ઉપયોગ કરવામાં કોઈપણ પ્રકારનો દોષ લાગતો નથી. તેથી માર્ગીય દીક્ષા ગ્રહણ કર્યા પછી આપણું સર્વસ્વ શ્રીપ્રભુને સમર્પણ કરવું જોઈએ. શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર. **निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यात्.**

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ ખૂબજ સરલ રીતે અમારા જેવા જીવોને વાક્યવિરોધનો પરિહાર કરી, અમારા મનનું સમાધાન કર્યું. પણ ગુરુદેવ! એક શંકા હજું થાય છે કે જેમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સર્વ વસ્તુનો સ્વયંની માટે ઉપભોગ કરતાં પહેલાં સમર્પણ કરવું અને અસમર્પિતનો ત્યાગ કરવો, આવું કથન મારી સમજ પ્રમાણે કરવું ખૂબજ મુશ્કેલ છે. કારણકે એવા ઘણાં પ્રસંગો આવે, જ્યાં આપણે સર્વ સમર્પણ અને અસમર્પિતનો ત્યાગ કરવો અઘરો છે. આવું તો અમારા વ્યાવહારિક જીવનમાં તો ડગલે અને પગલે આ વચનનો ખંડન થાય. સાથેજ અમારા જેવા જીવો તો ત્રિકાલ દર્શી છે નથી, કે સર્વ કાર્યો પહેલેથી જાણી શકીએ. તેથી આવા વચન શ્રીમહાપ્રભુજીના અશક્યોપદેશ સમાન ભાસે છે. જેમકે કોઈક પોતાના પરિવારજન અથવા વહેવાઈ હોય અથવા શ્રીગુરુદેવ કે પોતાના શિષ્ય એટલે સેવક અથવા જેને ઘેર હાથી વગેરે બંધાતા હોય તેવા ધની-મોટા માણસ હોય, કે કોઈ રાજા હોય, જો તે વિનયપૂર્વક અથવા આગ્રહપૂર્વક પોતાના ઘરમાં ભોજન કરાવે અને વસ્ત્ર, અલંકાર વગેરે આપે, ત્યારે તે જીવનું સમર્પણ પહેલાથી કરી શકાય નહીં. તેથી અસમર્પિત વસ્તુનો ત્યાગ તે ન બની શકે એવો છે. એમ જ્યારે આવો પ્રસંગ બને ત્યારે પોતાના સ્વધર્મનો નિર્વાહ કેમ થાશે? આવી મારા મનની શંકા છે, તો આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો, એવી હૃદયપૂર્વક સદૈન્ય વિનંતી.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# ॥ મંગલાચરણ ॥

..ગતાંકથી આગળ

**ચતુર્ભિશ્ચ[૧] ચતુર્ભિશ્ચ[૨] ચતુર્ભિશ્ચ[૩] ત્રિભિસ્તથા[૪] ।।**

**ષડ્ભિ[૫]ર્વિરાજતે યોડસૌ પંચધા હૃદયે મમઃ ।। ૫ ।।**

શબ્દાર્થ :-

ચતુર્ભિશ્ચ[૧,૨,૩] - આમ ત્રણ વાર અત્રે મંગલાચરણમાં જણાવે છે એટલે કે ચાર અને ફરી ચાર અને ફરી ચાર અને

ત્રિભિસ્તથા[૪] - ત્રિભિઃ તથા એટલે કે ત્રણ અને

ષડ્ભિ[૫]ઃ - છો, યોડસૌ - યઃ - અસૌ એટલે જે આ, પંચધા - પાંચ પ્રકારે

હૃદયે - હૃદયમાં , મમઃ - મારા

ચાર અને ચાર અને ચાર તથા ત્રણ અને છ એમ પાંચ પ્રકારે જે બિરાજે છે તે પરબ્રહ્મ પરમાત્મા પુષ્ટિ પ્રભુ શ્રીગોકુલેશ મારા (શ્રીમહાપ્રભુજીના) હૃદયમાં બિરાજે છે.

અહીંયા આંકડા આપવામાં આવ્યાં છે જેમ કે ૪, ૪, ૪, ૩, અને ૬, તેનો અર્થ શું સમજવો, હવે આપણે તેનો વિચાર કરીએ.

આ શ્લોક શ્રીમહાપ્રભુજીએ દશમસ્કંધની શ્રીસુબોધિનીજીની શરૂઆતમાં બીજા શ્લોક તરીકે આલેખેલ છે. મંગલાચરણના ચોથા શ્લોકમાં દશમસ્કંધની શ્રીસુબોધિનીજીના મંગલાચરણનો શ્લોક આપણે જોયો, તેમાં શ્રીમહાપ્રભુજીએ દશમસ્કંધની જે નિરોધલીલા છે તેનો આપણને પરિચય કરાવ્યો. શાસ્ત્રની ભાષામાં એમ કહી શકાય કે એ શ્લોકમાં શ્રીમહાપ્રભુજીએ દશમસ્કંધનો અર્થ બતાવ્યો છે. આ દશમસ્કંધને શ્રીઠાકોરજીની વિવિધલીલાઓ (દશવિધ-લીલા) પ્રમાણે પાંચ પ્રકરણમાં વહેંચવામાં આવેલો છે. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધની દશવિધ લીલાનું આ પ્રમાણે આપણે વિવરણ (વિસ્તાર) સમજી શકીએ છીએ. આ સ્કંધમાં અધ્યા ૧૨, ૧૩, ૧૪ પ્રક્ષિતી અધ્યાય માનવામાં આવે છે. પ્રથમ ચતુર્ભિશ્ચના કોઠામાં જન્મ પ્રકરણ ના ૪ અધ્યાય છે, ત્યારબાદના બીજા ચતુર્ભિશ્ચ કોઠામાં તામસ પ્રકરણમાં આવેલ અધ્યાય છે, જે ૪ ભાગમાં વર્ગીકૃત છે, પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ. ત્યારબાદ ત્રીજા ચતુર્ભિશ્ચ કોઠામાં રાજસ પ્રકરણ છે, તે પણ ૪ ભાગમાં વર્ગીકૃત છે, પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ. અને પછી ના

ત્રિભિસ્તથાના કોઠામાં સાત્વિક પ્રકરણ છે, જે ત્રણ ભાગમાં વર્ગીકૃત છે, પ્રમેય, સાધન અને ફલ. અને અંતના ષડ્ગુણના કોઠામાં ગુણ પ્રકરણ છે, જેના એક એક અધ્યાય શ્રીપ્રભુના ષડ્ (૬) ગુણો દર્શાવે છે.

નિરોધલીલા (શ્રીમદ્ભાગવત્ દશમસ્કંધ)

૯૦ અધ્યાય (૮૭ - ૩)

પાંચ પ્રકાર (પંચધા)

| ચતુર્ભિશ્ચ | ચતુર્ભિશ્ચ | | | | ચતુર્ભિશ્ચ | | | | ત્રિભિસ્તથા | | | ષડ્ગુણ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જન્મ પ્રકરણ | તામસપ્રકરણ | | | | રાજસપ્રકરણ | | | | સાત્વિક પ્રકરણ | | | ગુણ પ્રકરણ |
| | પ્રમાણ | પ્રમેય | સાધન | ફલ | પ્રમાણ | પ્રમેય | સાધન | ફલ | પ્રમેય | સાધન | ફલ | ઐશ્વર્ય -૮૫ |
| ૧ | ૫/૧ | ૧૫/૧ | ૨૨/૧ | ૨૯/૧ | ૩૬ | ૪૩ | ૫૦ | ૫૭ | ૬૪ | ૭૧ | ૭૮ | વિર્ય -૮૬ |
| | ૬/૨ | ૧૬/૨ | ૨૩/૨ | ૩૦/૨ | ૩૭ | ૪૪ | ૫૧ | ૫૮ | ૬૫ | ૭૨ | ૭૯ | યશ - ૮૭ |
| ૨ | ૭/૩ | ૧૭/૩ | ૨૪/૩ | ૩૧/૩ | ૩૮ | ૪૫ | ૫૨ | ૫૯ | ૬૬ | ૭૩ | ૮૦ | શ્રી - ૮૮ |
| ૩ | ૮/૪ | ૧૮/૪ | ૨૫/૪ | ૩૨/૪ | ૩૯ | ૪૬ | ૫૩ | ૬૦ | ૬૭ | ૭૪ | ૮૧ | જ્ઞાન - ૮૯ |
| | ૯/૫ | ૧૯/૫ | ૨૬/૫ | ૩૩/૫ | ૪૦ | ૪૭ | ૫૪ | ૬૧ | ૬૮ | ૭૫ | ૮૨ | વૈરાગ્ય- ૯૦ |
| ૪ | ૧૦/૬ | ૨૦/૬ | ૨૭/૬ | ૩૪/૬ | ૪૧ | ૪૮ | ૫૫ | ૬૨ | ૬૯ | ૭૬ | ૮૩ | |
| | ૧૧/૭ | ૨૧/૭ | ૨૮/૭ | ૩૫/૭ | ૪૨ | ૪૯ | ૫૬ | ૬૩ | ૭૦ | ૭૭ | ૮૪ | |

દશમ સ્કંધના પ્રકરણોનું વર્ગીકરણ શ્રીમહાપ્રભુજી આ શ્લોકમાં બતાવે છે, તેને પ્રકરણાર્થ કહેવામાં આવે છે. શ્રીમહાપ્રભુજીએ શ્રીમદ્ ભાગવદ્જીનો ૭ અલગ પ્રકારથી અર્થ સમજાવ્યો છે. *શાસ્ત્રે, સ્કંધે, પ્રકરણે, અધ્યાયે, વાક્યે, પદેધારે.*





૧. શાસ્ત્ર - શ્રીમદ્ ભાગવત

૨. સ્કંધ - ૧૨ સ્કંધ




નિરોધ લીલા

૩. પ્રકરણ :



જન્મપ્રકરણ તામસ પ્રકરણ રાજસ પ્રકરણ સાત્વિક પ્રકરણ ગુણ પ્રકરણ



૪. અધ્યાય :

પ્રથમ અધ્યાય | દ્વિતિય અધ્યાય | ત્રિતીય અધ્યાય | ચતુર્થ અધ્યાય

૫. શ્લોક વાક્ય : સત્યવૃતં સત્યપરં ત્રિસત્યં સત્યં પસ્યયોનિતિ નિહિતચ સ્તેય...(શ્રીભા. ૧૦.૨.૨૬)

૬. પદ શબ્દ : સત્ય

૭. અક્ષર : સ-ત્-ય

જુદા જુદા પ્રકરણનો અર્થ આમાં છે, અને તે પ્રકરણો આંકડાઓની સંજ્ઞાથી શ્રીમહાપ્રભુજીએ રજૂ કર્યો છે. આપણે વિગતવાર આ આંકડાઓ કયા પ્રકરણ માટે છે, હવે આપણે તે સમજવાનો પ્રયાસ કરીએ.

સૌથી પહેલા ચતુર્ભિશ્ચ કહ્યું : - ત્યાં ચારનો આંકડો દશમસ્કંધના પ્રથમ ચાર અધ્યાય સૂચવે છે. દશમસ્કંધના પહેલા ચાર અધ્યાયને શ્રીમહાપ્રભુજીએ જન્મપ્રકરણ કહ્યું છે, કારણકે તે શ્રીકૃષ્ણ (શ્રીગોકુલેશ)નું પૃથ્વી ઉપર પ્રગટ થયા, તેનું વર્ણન તેમજ વાતો છે. શ્રીહરિની પ્રાગટ્યની તેમાં પ્રસંગ

હોવાથી તેને જન્મપ્રકરણ કહેવાયું છે. તેમાં ચાર અધ્યાય શા માટે? શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં ચાર અધ્યાયના અર્થ પણ આપે છે. આપશ્રી ત્યાં આજ્ઞા કરે છે-

પહેલા અધ્યાયમાં ભગવાનના પ્રાગટ્યનો હેતુ બતાવવામાં આવ્યો છે, ભગવાનનું પ્રાગટ્ય ભક્તોના ત્રણ દુઃખ દૂર કરવા માટે છે (અથવા) ત્રણ ભક્તોના દુઃખ દૂર કરવા માટે છે. ત્યાં કોઇને એમ પ્રશ્ન થાય કે કયા ત્રણ દુઃખ?

૧. પ્રથમ દુઃખ પૃથ્વીને હેતુ : કંસ વગેરે રાક્ષસોના દુષ્કૃત્યોથી પૃથ્વીનો ભાર વધી ગયો હતો, તેથી, શ્રીમહાપ્રભુજીએ બતાવ્યુ કે કંસ જેવા અસૂરોનો વધ કરી પૃથ્વીનો ભાર હળવો કરવા ભગવાન શ્રીગોકુલેશ સ્વયં પ્રગટ થયા, કારણકે તે કાર્ય આપશ્રી સિવાય અન્ય કોઇ અવતાર કે દેવ-દેવીથી શક્ય નહોતું.

૨. બીજું દુઃખ દેવકીમાતાને હેતુ : પોતાની જનેતા દેવકી માતા પરમ ભક્ત છે, ત્રણ ત્રણ જન્મથી ભગવાનની પ્રાપ્તિ માટે મનોરથ સેવનારા અને ઉગ્રતપ કરનારા છે. એમને આકાશવાણી રૂપી કાળદેવતાથી દુઃખ થયું, કંસે તેમને કારાગારમાં કેદ કર્યા અને ૬-૬ પુત્રોને હરિશરણ થતાં પોતાની આંખે જોઇ, ખૂબજ દુઃખ પામ્યા.

૩. ત્રીજું દુઃખ વ્રજમાં વસતા નિ:સાધન વ્રજવાસી ભક્તોને હેતુ : તેઓ ભગવાન વિના રહી શક્તા ન હતા, તેમનો જન્મ જ ભગવાનની પ્રાપ્તિ માટે પ્રભુની નિજેચ્છાથી થયો છે. તેમાં મુખ્ય વેદની શ્રુતિઓ, શ્રુતિરૂપા ગોપીજનો છે. રાધા અવતારના ઋષિકુમારો ઋષિરૂપી શ્રીગોપીજનો છે. અને નિત્ય લીલામાંથી પૃથ્વી ઉપર પધારેલા નિત્ય સિદ્ધા ગોપીજનો પણ છે. આ સર્વે ભક્તોના ઉત્કટ વિરહ તાપ નિવૃત્ત કરવા માટે ભગવાનનું પ્રાગટ્ય થયું. આ ભક્તો ભગવાન વગર રહી શકે તેમ ન હતા. તો આ ત્રણ ભક્તોના દુઃખનું નિવારણ કરવા ભગવાન પ્રગટ થયા એ વિષે શ્રીમદ્ ભાગવત્‌ના પ્રથમ અધ્યાયમાં વર્ણન આવે છે, માટે તેને જન્મનો હેતુ કહેવામાં આવે છે.

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ.







# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- આપણે ગયા વખતે સમજ્યાં કે જે ઊર્ધ્વપુંડ્ર તિલક કરવામાં આવે છે, તે પણ ઊભું તિલક એટલે કે દંડાકાર શબ્દને પ્રતિપાદન કરે છે. હવે આપણે આગળ સમજીએ.

આજ દંડાકારની સ્વરૂપબોધક સમાખ્યા (વ્યાકરણ શાસ્ત્રથી બે દંડનો આકાર સિદ્ધ કરવા યૌગિક શબ્દથી પ્રસિદ્ધિ) છે, બે રેખાઓ છે જેની તે, પ્રશંસા અને પ્રાપ્તિના અર્થમાં રેખા ધારુ કણ્ડવાદિ ગણપઠિત છે, લખ ધાતુના સમાન અર્થવાળો રિખ ધારુ ભ્વાદિ ગણપઠિત છે. એક પણ કેટલાએક કહે છે, લખાન, વખાણાય, પ્રાપ્ત કરાય તે રેખા. ર અને લ એ બન્નેને એક ગણવા એમ સાહિત્યકારોના મતને યાદ કરવાથી લેખા એજ રેખા, એમ અમરકોષના ટીકાકાર શ્રીભાનુજી દીક્ષિત કહે છે કે *કુમ્કુમવડે કપાળમાં લખે-રેખા બનાવે*. એમ પુરાણના વચનથી ચિતરે-લખે એમ અર્થ થાય છે, ચિતારો ચિતરે છે એમ કવિના પ્રયોગ થકી રેખા-લીટી કરે છે તેજ ચિતરે છે એમ અર્થથી; ઊભા તિલકમાં એ બે રેખાઓની એકાશ્રયવૃત્તિ હોવાથી તે બન્ને રેખાઓ સરખી હોય છે, *સરખી બે રેખાવાળું*, એમ શ્રીગુસાંઈજીની આજ્ઞા છે; નાસામૂળથી લલાટાન્ત પ્રમાણની સાથે હોય તે અથવા તે પ્રમાણે આ બન્ને રેખાઓનું સમાન પ્રમાણ હોય તે, *તમારા હૃદયો સરખાં હો, ચેષ્ટા સરખિ હોં અને તમારું મન સરખું હો*. આ વચનથી સમાનજ કલ્યાણ વાસ્તે હોય છે, *સર્વ પ્રાણિઓનો મિત્ર અને સમાન*. સમાનપણા વડે સજ્જન વડે સજ્જન પુરુષ ભયથી મુક્ત થાય છે. એમ ભક્તિશાસ્ત્રમાં પણ તે તે ઠેકાણે સમાનપણું પ્રશંસિત દેખાય છે. તે બન્ને રેખાઓ પણ પોતાના સેવ્ય પ્રભુના ચરણોમાં ચિન્હરૂપ છે. ફક્ત આનન્દમય હાથ, પગ, મુખ, ઉદરવાળા શ્રીગોકુલેશના શ્રીચરણો વિષમ-નાનાં મોટા હોય નહીં. *જે ભક્તો જે પ્રમાણે મારે શરણે આવે છે, તેમને તે જ પ્રમાણેજ હું ભજું છું.* એ પ્રમાણે આ ભગવદ્ વચનમાં પણ ભક્તનું શરણે જવું અને પ્રભુને તેના અનુકૂળ થવું સરખું છે, ઊભા તિલકને પ્રધાનપણાવડે પ્રતિપાદન કરવાથી તેના વિશેષણપણાવડે રહેલી બે રેખાઓ નિશાનીવાળા હોવાથી આશ્રયને પ્રાપ્ત એવા ભક્તને ઊંચી ગતિ પમાડે છે, તેવું બે રેખાવાળું હોય છે, અર્થાત્ તેવી સત્તા-હયાતી ધરાવે છે, એ કારણથી બ્રહ્મ સંબંધવાળાએ તેજ કરવું, લોકમાં પણ આ દ્વિરેખ તિલકની જ દંડાકારપણા વડે પ્રસિદ્ધિ છે. જે જોવા માત્ર વડે પોતાના સ્વરૂપને સમજાવે તેજ છે, અને જેને વૃદ્ધો કહેતા આવ્યા હોય, અહિં દંડાકાર શબ્દના અક્ષરોમાં વ્યક્તિનો ભેદ છે અને વ્યક્તિના ભેદને લઈને આકારનો





ભેદ પણ સમજી લેવો. બ્રહ્મ એટલે પુરુષોત્તમ અર્થાત્ આપણા સેવ્ય તેમના એ તાત્પર્યાર્થ છે, સાયુજ્યતા એટલે પ્રભુ સાથે યોગ. તેના ધર્મવાળાપણું, અથવા પ્રભુના સમ્બન્ધમાં જે પ્રતિબન્ધો હોય તેમના નિવારણપૂર્વક ભગવદ્લીલાના અનુભવની યોગ્યતાવાળાપણું એમ, તેને; સાલોક્તાને એટલે પ્રભુના સમાન લોકમાં સ્થિતિવાળાપણાને, જયતિ એટલે એ બન્નેને વશ કરવા રૂપ શ્રેષ્ઠતાને પ્રાપ્ત કરે છે. અર્થાત્ તે બન્ને મળતાં હોય તોય પોતાનું (ભક્તનું) ભગવત્સેવામાં અભિરૂચિવાળાપણું હોવાથી ગ્રહણ કરતો નથી. જે ધારણ કરે છે તે અર્થાત્ જે તેનો કાયમી સમ્બન્ધ હોવાથી આ પ્રમાણે જે જાણે છે તે ધારણ કરે છે એમ અર્થાપત્તિથી સમજાય છે, અને એટલે આ પ્રમાણે બન્ને લોકમાં શ્રેષ્ઠ થવા માટે, જાણે છે તે ધારણ કરે છે એમ સ્પષ્ટ અર્થ છે, આ શ્રુતિનોજ પોષક *નાકના મૂળથી આરંભીને*, એટલે દંડાકાર તિલકને પોતાની નાસિકાના મૂલથી આરંભ કરવો, એ પદ્મપુરાણનો શ્લોક છે. અથર્વવેદથી શ્રુતિ પણ કહે છે કે *જે ભક્ત પોતાના હિતને માટે પ્રભુના બે શ્રીચરણોની આકૃતિવાળું, વચમાં માગવાળું (એટલે કે બે દંડની વચમાં જગ્યા રાખવી) ઊભું દ્વિરેખ દંડાકાર તિલક ધારણ કરે છે તે પ્રભુને પ્રિય થાય છે, તે પુણ્યવાન થાય છે, તે મુક્તિમાન થાય છે*, એમ સ્પષ્ટ અર્થ છે. દુરાગ્રહી થવાની જરૂર નથી, પદાકૃતિ શબ્દ એજ પદની જ આકૃતિ કહે તેવો નિયમ નથી, તેમજ મધ્યે છિદ્રનો આશય પણ મૂળ-લેખનમાં ચરિતાર્થ નથી. છિદ્ર એટલે વિવર તે આરપાર ન હોય તે પણ કહી શકાય નહીં, આ બધા શાસ્ત્રીય લક્ષણો જ છે, સંદિગ્ધાર્થમાં શિષ્ટાચારની જરૂર હોવાથી જેનો જેમ શિષ્ટાચાર. પોતાના ધર્મમાં સ્થિર રહેવું, ઉપજાવી કાઢેલા આક્ષેપોથી બીજાને મર્મ-વ્યથા કરવી એ ખળનું લક્ષણ છે).

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। શ્રીમત્પ્રભોશ્ચિન્તનપ્રકાર: ।।

अथ श्रीवल्लभाचार्यचरणाब्जप्रसादतः ।

स्वमार्गसेव्यरूपस्य चिन्तने रीतिरूच्यते ।। १ ।।

શ્રીમહાપ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્યચરણનાં શ્રીચરણકમલોની કૃપાથી આપના માર્ગમાં સેવ્યરૂપ પ્રભુના ચિન્તનની રીતિ કહેવામાં આવે છે. ૧

बिपिने विपिने वृक्षलतादिषु विशेषतः ।

परिभ्रमन्ति विरहे विफला गोपबालिका ।। २ ।।

विस्रस्तवसना शुष्करसना रसनायिका ।

विकीर्णकेशा सद्वेषा नाथ नाथेति वादिनी ।। ३ ।।

चलत्पदयुगा दुःखान्मुहुर्मीलितलोचना ।

लसल्लक्ष्मपदाम्भोजचिह्नदर्शनकातरा ।। ४ ।।

दृष्टावाग्निर्विशिखा निःश्वासग्रहणातुरा ।

धरणीपतिताऽत्यन्तविरहानुकुलचेतना ।। ५ ।।

हृदि प्रादुर्भवद्भावदृष्टगोकुलचेतना ।

नाथोत्थापय मामेवं मुहुर्विक्लववादिनी ।। ६ ।।

विचाररहिता चित्तचिन्ताकुलितमानसा ।

मनोजगूढभावात्मप्रियप्राकट्यकाङ्क्षिणी ।। ७ ।।

समस्तलीलानुकृतिकृतिस्वप्रियभावुका ।

कोटिकन्दर्पलावण्यभावरूपप्रियाश्रया ।। ८ ।।

नित्यलीलाश्रया नित्यरतिसेवनतत्परा ।

परमार्द्रतमप्रेमभक्तिब्रह्मत्यङ्गजादरा ।। ९ ।।





વનેવનમાં ખાસ કરીને વૃક્ષો અને લતા વગેરેમાં પરિભ્રમણ કરતાં, વિરહમાં આકુલવ્યાકુલ બની ગયેલાં, જેમનાં વસ્ત્ર ખસી ગયાં છે તેવાં, જેમની જીભ સુકાઇ ગયેલી છે તેવા, જેમના કેશ વીખરાઇ ગયાં છે તેવાં, (પ્રભુ અન્ય સાથે વિહાર કરતા હશે, એમ સમજી) દ્વેષવાળા, *હે નાથ! હે નાથ*, એ પ્રમાણે બોલતાં, જેમનાં ચરણો ચાલતાં જ રહે છે તેવાં, દુ:ખને લીધે વારંવાર નેત્રો બીડી દેતાં, પ્રભુનાં સંશોભિત લક્ષણવાળાં ચરણકમલની નીચે ધૂળમાં પડેલી છાપને જોઇ વ્યાકુલ થયેલાં, જેને દાવાગ્નિની જ્વાલાઓ દેખાઇ રહી છે તેવાં, નિસાસા મૂકતાં, પૃથ્વી ઉપર પડી ગયેલાં, અત્યન્ત વિરહથી આકુલવ્યાકુલ ચિત્તવાળાં, મનમાં ઉત્પન્ન થયેલા દૃઢભાવાત્મક પ્રિય શ્રીપ્રભુના પ્રાકટ્યને ઝંખતાં, પ્રભુની સઘળી લીલાનું અનુકરણ કરી પ્રભુની ભાવના કરતાં, કરોડો કામદેવના જેવા લાવણ્યવાળા ભાવાત્મક પ્રિય પ્રભુનો જ જેમને આશ્રય છે તેવાં, નિત્યલીલાના આશ્રયવાળાં, નિત્ય રતિ કરવામાં તત્પર, અત્યન્ત પીગળી ગયેલા પ્રેમથી તરબોળ થયેલ હૃદયરૂપી કમલ માટે જેમને માન છે, તેવાં જે મારા પ્રભુના ગોપબાલિકા-સ્વામિનીજી, રસનાયિકા તેમની હંમેશા ભાવના કરવી. ૯.૫

भावनीय र्नित्यमेवम्भूता मत्स्वामिंनी हरेः ।।९.५ ।।

तदेकहृदयस्थायी तद्भावः कृष्ण एव हिं ।।१० ।।

लीलासहस्त्रवलिंतः सामग्रीसहिंतस्तथा ।

भावनीयः सदानन्दः सदानन्दादिंलालिंतः ।।११ ।।

એ એક સ્વામિનીજીના જ હૃદયમાં નિત્ય રહેનાર એમના ભાવાત્મક પ્રભુ તે જ શ્રીકૃષ્ણ છે, તે હજારો લીલાઓથી યુક્ત તેમજ લીલાની સામગ્રીવાળા સદાનન્દરૂપ, નન્દ વગેરેથી સદા લાડ લડાવેલા પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રજી તેની ભાવના કરવી. ૧૧

इदमेवोक्तमाचार्यैः सिद्धान्तस्य निंरूपणे ।

**आत्मानन्दसमुद्रस्थ कृष्णमेवे**तिं यद्वचः ।।१२ ।।

तदाशयस्तु विंवृतः कृपयैव प्रभोर्मया ।

अवगत्य जनाः सर्वे चिंतयन्तु हरिं सदा ।।१३ ।।

એ વચનોના આશય પ્રભુની કૃપાથી મેં કહ્યું છે. આને જાણી સકલ મનુષ્યોએ સદૈવ શ્રીહરિ ભગવાનનું ચિન્તન કરવું. ૧૩





## સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન પોતાના શ્રીગુરુદ્વાર પ્રત્યે સામાન્ય વ્યવહાર

### શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીને માટે અલૌકિક શબ્દો બોલવા :-

સનાતન ધર્મની રીત કહો, માર્ગની પ્રણાલિ કહીએ, અથવા તો એક શિષ્ટાચાર કહીએ કે જ્યારે આપણે શ્રીગુરુદેવ અથવા તો શ્રીપ્રભુને માટે કોઇ વાત પ્રકટ કરતાં હોઇએ ત્યારે કોઇ લૌકિક શબ્દોથી આપશ્રીને સંબોધન ન કરવું જોઇએ. આપણે શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી માટે ક્યારેય તમે શબ્દ નો પ્રયોગ ના કરવો જોઈએ, તેને બદલે આપણે આપ શબ્દનો પ્રયોગ કરવોં જોઈએ. શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના નામોચ્ચાર કરતી વખતે હંમેશા ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણે નામની આગળ **શ્રી** અવશ્ય બોલીએ અને નામના અંતમાં **શ્રી** અથવા **જી** નો ઉચ્ચારણ કરીએ. શ્રીગુરુદેવને માટે આસન તૈયાર હોય અને આપશ્રીને બિરાજવું હોય તો આપણે બેસવું ન કહેતા બિરાજવું એમ શબ્દનો પ્રયોગ કરવોં જોઈએ. જેમકે અમુક આપણે પારિભાષિક શબ્દ પ્રયોગ આમ છે.

| સાધારણ | પારિભાષિક |
|---|---|
| રસોઇ બનાવવી | સામગ્રી સિદ્ધ કરવી |
| જૂઠણ (શ્રીગુરુદેવનું) | અધરામૃત-ઉચ્છિષ્ટ |
| જૂઠણ (શ્રીઠાકોરજીનું) | મહાપ્રસાદ |
| સગડી | અંગીઠી |
| સગડી સળગાવવી-પેટાવવી | અંગીઠી પ્રગટાવવી |
| પહેવાવું | ધરાવવું |
| ઉતારવું-મિટાવવું-ભૂસવું-બુઝાવવું-હટાવવું | વડા કરવું |
| ફોટા | ચિત્રજી |
| શ્રીપ્રભુની મૂર્તિ | સ્વરૂપ-શ્રીવિગ્રહ |





## શ્રીગુરુવચન શ્રવણ કરવાના નિયમ :-

શ્રીગુરુદેવ આપણે ઘરે બિરાજતા હોય, અથવા જ્યારે આપણે શ્રીગુરુદ્વાર શ્રીગુરુદેવના દર્શને જઈએ ત્યારે જ્યારે શ્રીગુરુદેવ વચનામૃત કરતાં હોય તે સમયે ક્યારેય ખૂંધા બેસવું ન જોઈએ, પગ પર પગ ચડાવીને બેસવું ન જોઈએ, અન્ય કોઈની સાથે વાર્તાલાપ કરવું ન જોઈએ, અને વચનામૃત ચાલતા હોય તે સમયે વચના ઊભા થઈને જવું ન જોઈએ, છાતી કાઢીને બેસવું ન જોઈએ.

આવી અમુક ક્રિયા તે આપણી આપણા શ્રીગુરુદેવ પ્રતિ અરુચિ, નિષ્ઠાહીન, આચારહીન, અહંકારની નિશાની છે. શ્રીગુરુદેવના શ્રીવચનામૃત તો ધ્યાન દઈને શિષ્ત બદ્ધ બેસવું જોઈએ. તે એક સેવક-વૈષ્ણવનું એક દીનતાનું પ્રતિક છે. શક્ય એટલા સીધા બેસવાની આદત રાખવી જોઈએ. તે કેવળ શ્રીગુરુદેવના પ્રતિ માન-સન્માન જળવાય છે, સાથેજ વૈજ્ઞાનિક રીતે આપણી શારીરિક મુદ્રા સ્વસ્થ રહે છે.

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**

**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વ દર્શિન: ।।**

(ગીતા ૪.૩૪)

અર્થ :- હે અર્જુન! તું શ્રીગુરુદેવની પાસે જાય ત્યારે સૌથી પહેલાં શું કરશે? પ્રથમ દંડવત્ પ્રણામ દ્વારા, નિષ્કપટ ભાવથી પૂછેલા પ્રશ્નોવડે અને સેવાવડે તે જ્ઞાનને તું જાણ; તત્ત્વને જોનારાઓ (સમજનારાઓ) તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

તેથી સમજવું કે પ્રણિપાત અથવા પોતાનું અમાનિપણું દર્શાવનાર કાયિક પ્રણામ કરવા, પરિપ્રશ્ન એટલે પ્રણય પૂર્વક વારંવાર માર્ગ સંબંધી મનમાં ઉદ્ભવેલ શંકાને સમાધાન કરવા પ્રશ્ન કરવા, અને સેવા કરવા વડે તે જ્ઞાન જાણવું. જ્ઞાનની પ્રાપ્તિ પ્રણામ અને પ્રણય પૂર્વક (દીનતા અને સ્નેહ) પ્રશ્ન પૂછવાથી તથા જ્ઞાનીઓની સેવા કરવાથી થાય છે, એમ જાણવું.

શ્રીગુરુદેવ જ્યારે વચનામૃત કરતાં હોઈએ, ત્યારે આપણે સૌ સેવક-વૈષ્ણવોએ સુ-વ્યવસ્થિત રીતે શ્રીગુરુદેવ સન્મુખ બેસવું જોઈએ. પંક્તિબદ્ધ થઈને બેસવું જોઈએ, જેથી કરીને પાછળ બેસેલ સેવક-વૈષ્ણવ પણ શ્રીગુરુદેવના શ્રીમુખે થતાં વચનામૃતની સાથે શ્રીમુખારવિંદના દર્શન પણ પ્રેમપૂર્વક કરી શકે.

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## ।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ।।

**અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી**

...ગતાંકથી આગળ

अस्माकं व्यासचरणैर्यदुक्तं न ततोऽन्यथा ।

अथातो ब्रह्मजिज्ञासेत्युक्त्वा तल्लक्षणेन हिं ।। ७७ ।।

जन्माद्यस्येत्यादिंसूत्रैः कारणं ब्रह्म कीर्तितम् ।

तन्त्रशास्त्रेण चेद्दूष्येत्तदवैदिंकसम्मतम् ।। ७८ ।।

અમારા મતમાં તો વેદવ્યાસજીએ જે કહેલું છે તે ગ્રહણ કરવાનું છે, તેનાથી વિરુદ્ધ ગ્રહણ કરવાનું નથી. વ્યાસજીએ કોનું કારણપણું કહેલું છે ? એમ જાણવાની ઈચ્છા થાય તો ત્યાં કહે છે કે अथातो ब्रह्मजिज्ञा (બ્રહ્મસંબંધી વિચારનો આરંભી કરાય છે) એમ કહીને તેના લક્ષણ વડે જેનાથી આ જગતનું જન્માદિક થાય છે કેમકે શાસ્ત્રમાં કારણપણું કહેલું છે, વગેરે સૂત્રો વડે જગતનું કારણ બ્રહ્મ કહેલું છે. તેમાં તંત્રશાસ્ત્ર વડે કદાચિત્ કોઈ દૂષણ આપે તો તે શાસ્ત્ર વૈદિકાએ માનેલું નથી, અવૈદિકો માને છે.

वेदाः श्रीकृष्णवाक्यानिं व्याससूत्राणिं चैव हिं ।

समाधिंभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ।। ७९ ।।

एतद्विंरुद्धं यत्सर्वं न तन्मानं कथंचन ।

इतिं श्रीमन्निंजाचर्यैरुक्तं तन्त्राणिं न प्रभा ।। ८० ।।

પૂર્વકાંડ તથા ઉત્તરાકાંડરુપ વેદ, શ્રીમદ્ભગવદ્ ગીતા, વ્યાસસૂત્ર અને વ્યાસજીની સમાધિભાષા (શ્રીમદ્ ભાગવત્)એ ચાર પ્રમાણે છે. તેનાથી વિરુદ્ધ જે છે તે સર્વ કોઈ રીતે પણ પ્રમાણ નથી. એમ શ્રીમહાપ્રભુજીએ શાસ્ત્રાર્થ નિબંધમાં આજ્ઞા કરેલી છે, માટે તન્ત્રો પ્રમાણ નથી.

श्रीमदाचार्यचरणैरत एव निंरूपिंतम् ।

शाक्तास्तांश्चेत्ततो ब्रूयुस्ते सन्मार्गाद्बहिंष्कृताः ।। ८१ ।।

इतिं सर्वेषु मार्गेषु दोषाः सन्तिंः ततो हरिंम् ।





शुद्धाद्वैतावलम्बेन भजेत् सुविनिश्चितम् ।। ८२ ।।

તેથી શ્રીમહાપ્રભુજીએ નિરુપણ કરેલું છે કે શાક્ત લોકો તન્ત્રગ્રંથને જો પ્રમાણરુપ કહે તો તે સન્માર્ગથી બહિષ્કૃત છે. તેવી રીતે સર્વમાર્ગમાં દોષો છે, તેથી સર્વ સ્થળોમાં સારી રીતે નિશ્ચય કરાયેલા શ્રીહરિને શુદ્ધાદ્વૈતના અવલંબન વડે ભજવું.

चेतस्तत्प्रवणं सेवा फलरूपा तु मानसी ।

तत्सिद्धयर्थे देहवित्तजर्नि: कार्या ततो भवेत् ।। ८३ ।।

संसारदु:खनाशो हिं ब्रह्मात्मत्वावबोधनम् ।

ब्रह्मज्ञस्य परप्राप्तिरानन्दवृततौ स्फुटा ।। ८४ ।।

ચિત્ત ભગવાનમાં પ્રવણ થાય તે સેવા કહેવાય છે. તેમાં માનસી ફલરૂપ છે અને માનસીની સિદ્ધિને માટે તનુજા અને વિત્તજા સેવા કરવી. તેનાથી સંસારનાં દુ:ખનો નાશ અને બ્રહ્માત્મપણાનું જ્ઞાન થાય છે. બ્રહ્મને જાણનારને પરની પ્રાપ્તિ થાય છે એમ તૈત્તરીય ઉપનિષદ્‌ની આનંદવલ્લીમાં સ્પષ્ટ છે.

...ક્રમશ:

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સુધા

### સત્સંગમાં જવાથી જેમ આપણને લાભ થાય છે, તેમ પરિવારને પણ લાભ થાય

એક શિષ્યે પોતાના શ્રીગુરુદેવને વિનંતિ કરી કે *મહારાજ! હું રોજ રોજ સત્સંગમાં જાઉં છું, પણ મને કાંઈ ફાયદો થતો જણાતો નથી. હું તો જાણતો કે સત્સંગમાં જવાથી પ્રભુ સાક્ષાત્કાર થઈ જશે અને સ્વર્ગના સુખ મારા ઘરમાં આવી પડશે; પણ આજ સૂધી એમ તો કાંઈ થયું નહીં, ત્યારે સત્સંગમાં આવવાથી શું ફાયદો?* ત્યારે શ્રીગુરુદેવે આજ્ઞા કરી, *બેટા, તુ એક કામ કર, એટલે તારા એ પ્રશ્નનો સમાધાન તને એની મેળેજ મળી જશે.* એમ કહી શ્રીગુરુદેવએ તેને વાંસની એક ટોપલી લઈને તે શિષ્ય પાસેની નદી ઉપર ગયો અને તેને નદીમાં બોળી. પાણીમાં ટોપલી રાખિ એટલો વખત તે પાણીથી ભરેલી

રહી, પણ જ્યારે બહાર કાઢી ત્યારે તુરતજ તેમાંથી બધું પાણી નીકળી ગયું. દસ વીસ વખત શિષ્યે એમ માથાફોડ કરી, પણ ટોપલીમાં પાણી ભરાયું નહીં, ત્યારે થાકીને તે પાછો પોતાના શ્રીગુરુદેવની પાસે આવ્યો ને વિનંતી કરી કે *મહારાજ! આમાં તો પાણી રહેતું નથી. ક્યાંય ટોપલીમાં તે પાણી ભરાય?* શ્રીગુરુદેવે આજ્ઞા કરી *બેટા જો તો ખરો. ધીરજ રાખીશ તો એમાંથી કાંઇક મેળવીશ.* એ પછી બીજે દિવસે પણ એજ ટોપલી આપીને પાછો તેને પાણી ભરવા મોકલ્યો. એમ પાંચ સાત દિવસ સુધી ચાલ્યુ, પણ કાંઇ ટોપલીમાં પાણી આવે નહીં. ત્યારે કંટાળીને તે શિષ્યે શ્રીગુરુદેવને વિનંતી કરી *મહારાજ! આવા ઊંધા ઊંધા માર્ગ તે શા માટે આજ્ઞા કરો છો? ક્યાંય ટોપલીમાં પાણી ભરાયાં છે? રોજ રોજ આ શું ગુરુદેવ?* ત્યારે શ્રીગુરુદેવે તેને આજ્ઞા કરી *બેટા ટોપલીમાં પાણી ન રહે એ તો ખરી વાત, પણ જો તો ખરો, રોજ રોજ પાણીમાં ભીંજાવાથિ એ ટોપલીમાં બીજો કાંઈ ફેરફાર થયો છે કે નહીં?* શિષ્યે કહ્યું, *હા ગુરુદેવ! પ્રથમ તો ટોપલી બહુ મેલી હતી, તે હવે ધોવાઈને સાફ થઈ ગઈ છે, અને બહુ કઠણ હતી, તે હવે પોચી થઈ છે, એટલો ફેરફાર થયો છે.* ગુરુદેવે આજ્ઞા કરી *બેટા, એ શું થોડું છે? ટોપલીમાં પાણી ન આવ્યું તો રહ્યું, પણ ચોખ્ખી તો થઈ.*

તેમણ આપણા મન પણ એ વાંસની ટોપલી જેવાં થઇ ગયેલાં છે. એટલે તેમાં માયાનો જાડો કચરો ભરાઇ શકે છે, પણ પાણી જેવી પાતળી-પાણી કરતાં પણ ઝીણી-સૂક્ષ્મ પ્રભુની વાતો તેમાં રહી શકતી નથી; તેથી પ્રભુનું સ્વરૂપ ન સમજાય તો પણ જેમ વારે વારે પાણીમાં બોળવાથી ટોપલી ઉપરનો મેલ ઓછો થાય છે, તેમ રોજ રોજ સત્સંગમાં જવાથી આપણા મનમાંથી પાપનો મેલ ઓછો થતો જાય છે અને દુનિયાના દુઃખોના ઘાથી તથા સુખોના અભિમાનથી આપણાં હૃદય કઠોર થઇ ગયેલાં છે, તે સત્સંગથી નરમ તો પડશે જ. દીનતા આવશે. એ શું ઓછો લાભ છે? પાપ ધોવાય ને અંતર કોમળ થાય તો ધીરે ધીરે એની મેળેજ શ્રીપ્રભુનો આનંદ મળવા લાગશે. માટે, શરૂઆતમાં કદાચ ખુલ્લી રીતે લાભ ન દેખાય, તો પણ સત્સંગ તો નિત્ય કરવો જ જોઇએ.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

## સપ્તવિંશમો લક્ષણ - શ્રીજીમાં ચિત્ત રાખી ભલો વ્યવહાર કરવો.

અબ સપ્તવિંશમો લક્ષણ કહેત હૈ : - ફિર કહેત હે જો વૈષ્ણવકો એસે ચહિયે જો સેવા કે વિષે અંગ અંગ પ્રતિ ભાવ કરિ ચિત્ત શ્રીચરણારવિંદમેં રાખનો, સોઇ પ્રકાર કરનો. પ્રથમ મુખારવિંદ અવલોકન પાછે શ્રીજીકે શ્રીચરણકમલ હૃદયમેં રાખને. પાછે શ્રીજીકે અંગ અંગકો ધ્યાન કરનો. સો યાહી રીતિસોઃ - પ્રથમ ચરણકમલ-ગુલ્ફ-જાનુ-જંઘા-કટિ-ઉરસ્થલ-ભુજ-ગ્રીવા-મુખ સ્વરૂપ સ્નેહસોં સબ હૃદયમેં રાખે. જો જેસો જહાં બને તેસો તહાં ધ્યાન કરનો. તથા શ્રીસ્વામિનીજીકો હુ યાહી રીતિસો એસો ધ્યાન કરિકે શ્રીજીકો નામોચ્ચારણ કરનો. પરંતુ ચિત્ત ચરણારવિંદમેં રાખનો. જો શ્રીઆચાર્યજીકો નામ ઉચ્ચારન કરિયે એસી અવસ્થા અપની કરિ રાખિયે, જબ તાંઇ ઇચ્છા હોય તબ તાંઇ શ્રીઠાકોરજીકો ધ્યાન કરનો. પરિ ગૃહસ્થકો કાર્ય ચલ્યો જાય, યહ રીતિ ભગવદીન કી હૈ સો વૈષ્ણવકો કરની. સો સદૈવ શ્રીજીકે કૌતુક અવલોકન કરનોં. યહ વૈષ્ણવકો યોગ્ય હૈ. જો સેવાકે વિષે અંગ અંગ પ્રતિ ભાવ કરિ ચિત્ત ચરણારવિંદમેં રાખનો, ઓર હોય કે અપની બડાઇ કાહુ કે આગે ન કહે સદા દાસ બોલનો. ભલો વ્યવહાર કરનો. ભલે વ્યવહારતે જો કછુ પ્રાપ્તિ હોય-ઔર થોરો હી હોય-તાહીકો નૈવૈદ્યાદિક ભોગ સમર્પિત હે. સો શ્રીજી પ્રસન્ન હોય કે અંગીકાર કરત હેં. તાતે વૈષ્ણવકો યોગ્ય હે જો ભલો વ્યવહાર હોય સો કરે. સદા સર્વદા ભાવ લીયે રહે. ઔર જા વૈષ્ણવ કો અન્ય-ઉપાસી  તથા અન્યાશ્રયી જાંનિયે તાસો મિલિયે નહીં. તાકો બહિર્મુખ જાનિયે. વાકે મિલાપતે અતિ ખેત હોત હે. જો જેસે અસમર્પિત વસ્તુ લેત હે તાકે લીયેતે શ્રીજી પ્રસન્ન નાહીં હોત હે. વે દોઉ એક સરીકે જાનિયે. ઇનકો ત્યાગ સદા સર્વદા કરનો. ઔર વૈષ્ણવ માત્ર હોય સો તાકો એસે ચાહિયે જો સેવા સમયમહાં સ્થલ પર રહેનો, વાદ કાહુ સો ન કરનો, જો અપને શ્રીજીકે ચરિત્ર હૃદયમેં રાખે, વૃથા સંભાષણ કાહુસો ન કરનો. જો ભગવદ્-ચર્ચા હોય સો કરની, નાંહીતો શ્રીજીકો સ્મરણ કરનોં. શ્રીજીકે સમય સમય કે પદ ગાન કરનો. ગાન કરિકે અપને મનકો પ્રસન્ન રાખનો. સો એસે વૈષ્ણવકો યોગ્ય હૈ. ૨૭

।। ઇતિ શ્રીસપ્તવિંશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

શ્રીગોકુલપતિ અબ તો મનમેં નિશ્ચે ભઈ;
કૃપા જો કીની વહે ગઈ વાત સઈ ।।૧ ।।
ગ્રંથ દુગ્ધવત્ ભાવ દધીવત્ તામેં મેરો મન રઈ ।
કૃપાકટાક્ષ અવિલોકી વિલોકત દરશન પ્રથમ મહી ।। ૨ ।।
વિરહરુપ જલત સમર્યો નવનીત મિલન હિત કહી ।
ભગવદીયનકી ભાવભાવના તાકો પાર નહીં ।। ૩ ।।
**વિઠ્ઠલ** કહે **શ્રીગોકુલપતિ**ને દઢ કરી બાંહ્ય ગ્રહી ।

।। શ્રીગોકુલનાથ કી જય ।।

।। શ્રીગોકુલનાથ કી જય ।।







## || ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji - Introduction

A prophet of Divind Love and an eminent religious revolutionary, ShriVallabhacharyaji (Samvat 1535) was a brilliang philosopher of distinction, gifted with superb genius, characteristic of India's great philosophers. His masterly and numerous treatises on philosophy have not much spread beyond His followers; once the curtain is raised, it is certain that He will shine out as one of the most respleadent luminaries in the galaxy of the world philosophers. At a time when India was passing through agonizing turmoil and confusion – both social and spiritual, He encountered the challenge of the time and went to the people, touring the country thrice with enchanting and fresh message of glory and grandeur of life. His influence was such that He succeeded in introducing a faith based on the principles of Universal Love, Beauty, Joy and Oneness of life. He introduced ShriKrishna, the incarnation of God as manifestation of divine love and grace and the Source of the supreme Bliss. His religious conceptions of welcoming all into his faith, irrespective of caste, community, creede or sex, inspired classes and masses every where.

His philosophy was practical, He had perfect definition of the Love of God for it states that we must lofe God for His own sake and ourselves and everything else for the sake of God. His divine love is divine trust or hope. In short, Love and Serve Him for the mere joy of loving and serving. This is God – realization.

***He who surpasses other's glory, brilliancy or power is the manifestation of God's effulgence.***

(Shrimad Bhagwad Gita 8.41)





# Shri Vallabhacharya (1479 – 1531 AD)

A short biographical sketch of ShriVallabhacharya will be necessary as preliminary to the elucidation of his Philosophy and Religion. As this chapters is mainly concerned with His contribution to the Sanatan Philosphy and Religion, we shall dwell only on those particulars in His life, that have a bearing on His scholarship and genius as a philosopher and religious teacher-preacher. He was the founder of the Shuddhadvaita School of Indian Philosophy (School of Pure Non-Dualism). The observations and findings contained in this chapters are based not only on the original works of ShriVallabhacharya but also on those of His descendents who were themselves thinkers as well as commentrators on ShriVallabhacharya's Philosophy.

ShriVallabhacharya was the 2nd son of Lakshamana Bhatt, a Tailangana Brahmin. His ancestors were men of deep learning steeped in Vedic lore and the Sanatan Scriptures. They lived in Kankarvad or Kakumbhakar, a town on the southern bank of the river Krishna, in the vicinity of Mount Vyomastambha, in what is presently known as the Andhra State. Their family name was Vellanadu. One of His ancestor, Yagyanarayan Bhatt was a great devotee of the Vaishnava faith. Another Ancestor, Ganpati Bhatt, was the author of a book called Sarva Tarka (Nigrahai). The latter's son Balbhadra, wrote several books on Sanatan Religion pertaining specially to the cult of devotion. Balbhadra had two sons, Lakshamana and Janardana. Lakshamana married Yallamagaru, the daughter of a priest named Susharma who was in the service of the royal family of Vijayanagar. It is said that after the birth of a son and two daughters, Lakshamana Bhatt decided to renounce the world and that a sage persuaded him, not to do so, but to continue the life of a

householder. However, he spent most of his time in devotion of Lord Gopala (a form of God ShriKrishna). He made pilgrimages to holy places and later settled at Varanasi (Banaras, Kashi). Here he lived for some time, but later, fearing disturbance and violence owing to the Muslim domination in North India, he fled with his family by a certain route which took him to Southern India. On his way to South, he haulted at Champaranya, where ShriVallabhacharya was born. The blissful day was Samvat 1535 (1479 AD). While Lakshamana Bhatt fled from Varanasi, Yallamagaru was big with child. The terror and physical strain of the flight suffered by Yallamagaru resulted in the birth of the child at Champaranya dense forest two months prematurely. Taking the child to be still-born, for it showed no signs of life at first, the parents sadly placed it under a tree wrapped in a piece of cloth and retreated to the nearest village. The next day they received the astonishingly happy news that the child was alive. It is also believed that God appeared in a dream, before the parents of ShriVallabhacharya and signified that He had taken his birth as the child which they had abandoned as dead, and which was infact not dead but living. Accordingly they repaired immediately to the spot and to their great consternation mixed with joy, they found the divine babe enveloped by fire as its protecting spirit. The blessed Mother extended her arms into the fire unscathed and received from fire the divine babe, gleefully to her bosom. The child was named Vallabha since He was (naturally) very dear to His parents. Later he was known as ShriVallabhacharya. Great persons are believed to have been born under extraordinary circumstances and so was the birth of ShriVallabhacharya. The parents stayed at Champaranya for some days before they returned back to Varanasi with normal conditions had once more prevailed.





Lakshamana Bhatt himself was a learned man, and so he took keen interest in the education of his son. He engaged the best tutors who were well versed in their subjects. Care was taken to impart ShriVallabhacharya's education in Sanskrit. The Boy's education commenced at the age of seven with the study of the four Vedas. Each Veda was taught under a different specialist. Before He was in his teens he acquired mastery, not only over the books expounding the six systems of Sanatan Indian Philosophy but also on the philosophical systems of ShriShankara, ShriRamanuja, ShriMadhva, ShriNimbarka And Buddhistic as well as the Jain schools. His range of study extended over a vast field of Sanskrit learning. Since boyhood He evcined keen interest in Religion and Philosophy. It is stated that his engrossment in the Bhagwata which describes the Lilas or Sports of Lord ShriKrishna made him neglect his other studies but it is not true although it is a fact that the Rasa-Lila portion of the Bhagwata particularly appealed to Him. Lakshamana Bhatt's house was adorned with wall-paintings illustrating the Lilas described in the Book X of the ShriBhagwata. The Rasa-Lila was also represented in the wall-paintings. Often He would sit there-his mind fully engrossed in the paintings, oblivious to the daily routine of life. This fact though trivial in itself, predicts His destiny as a lover and propagator of the Bhagwata-Dharma. His parents entertained high hopes of His future greatness as a leading religious teacher and founder of a new system of Sanatan Indian Philosophy. Unfortunately, His father passed away before long, leaving Him, at the age of eleve, to the care of His mother. Soon after His father's demise, moved by a pious urge, He undertook three pilgrimages all over India to various Holy places, in order to spread His message with missionary zeal and to augment His knowledge and experience.





His first choice for pilgrimage, at this tendor age, was for South India, for the North was a politically and communally disturbed State owing to Muslim domination. There were other reasons for this choice as we shall presently see. South India was the land of the birth of Great Acharyas like ShriShankara, ShriRamanuja, ShriBhaskara, ShriNimbarka, ShriMadhava. It had many seats where scholars from different parts of India met for discussions and debates on philosophical and religious subjects. It was free from political disturbance, and, it was the centre of Vaishnavism. A large part of South India was ruled by the Hindu Kings of Vijaynagar.

About fifteen years of His life were spent in Pilgrimages. He travelled on foot with a few followers. He made brief halts at various places and delivered lectures on the Bhagwata and other subjects. By His learning and power of speech He could make great impressions on His audience. The learned circles respected Him as Bal Saraswati. Warm reception ws accorded to Him wherever He went. Those who came to scoff and to dispute with Him, became His true followers.

## Some Quotes – Understanding ShriVallabh Sampraday

❖ ***What is the meaning of Charanbhet (Gift) according to our Sampradaaya?***

Charanbhet is an offering made to an Acharya-Guru usually offered in cash or kind and sometimes also in the form of immovable properties by a person who is a disciple or the sevak-vaishnav. It is a token of respect offered to the aspirant-devotee's Guru as an expression of his/her total reverence – worldly and the other worldly to the person whom he/she considers as his/her mentor.

❖ ***According to the Shastras and our tradition, who is the absolute owner of this Charanbhet?***





According to the Shastras and the tradition of our Sampradaaya, Charanbhet comes under the exclusive ownership of the Acharya-Guru.

❖ ***Has the Charanbhet, offered to a Aacharya-Guru in person, ever been treated as a gift to the Deity in Our ShriVallabh Sampradaaya at any given time?***

No, never. Right from the inception of this Sampradaaya, no offering of any kind in cash or otherwise was ever accepted for or on behalf of the Deity as a matter of principle.

Infact, it has been very carefully stated as a command and also explained as a code of conduct that the aspirant-devotee of this Sampradaaya should never accept anything for/on behalf of the Deity because if one indulges in this kind of a practise, he/she is supposed to be violating the prohibitions of the Sampradaaya. The mode of accepting anything on/for behalf of the Deity also forfeits the spiritual growth of his/her own self as a devotee-Bhakta. As a result of this unethical practise, the seeker is deprived of the highest fruition of Pushtimarg.

For this very reason every Goswamey Acharya had borne care to obey the commands of the Founder-Acharyas and follow the principles of Pushtimarg in its purity. Violation of this code of conduct would be tentamount to committing a sin.

This situation remained so until the late 20th century. At this point a few unworthy persons dawning a false garb, displaying sham religiosity flouted the dicta of principles and the code of conducts in order to cater their base desires and fulfil their personal ends. The baser instincts and the lower motivations incited a handful of persons in the Highest Office of a religious head to undertake the malpractice of commercialisation and money making to fulfil their self interest and selfishness which set in this kind of decay.

Therefore such instances of improper divergence could never illustrate the point under consideration.

❖ ***If so, what is the true nature of Charanbhet and has there ever been***





***any kind of deviation in the mode of acceptance?***

According to the code of conduct of the Shastras, the custom and the practise of the Sampradaaya in general, gifts in any form, cash or kind, movable or immovable are always, as a matter of rule, offered with highest regard to the preceptor. These gifts or the Charanbhet is always treated as the personal income of the Acharya-Guru.

According to the tenets of Pushtimarg, the devotion and the worship i.e. Seva of Lord Shri Krishna should be observed and carried out through by one's personal wealth alone. When an aspirant or a sevak-vaishnav, as we call it in our terminology, acts upon in this manner he/she is supposed to have followed and practised the true mode of 'Atma-Samarpana' (total submission of one's self) and not otherwise. The tenets of Vallabh Sampradaaya-Pushtimarg clearly state the true nature of Atma-Samarpana of a sevak-vaishnav is to perform the devotion-worship with his/her personal effects - worldly and unworldly surrendered unconditionally to Lord ShriKrishna.

In the last few decades if there have been any instances wherein the tenets, customs and the practise of Pushtimarg been violated and blemished; under no provision of circumstances can they ever become the instances to reckon instead would always stand as glaring examples of the deviation.

- ***Could you name one or two citations of the authentic texts of our Sampradaaya wherein it is said that the Charanbhet is always given/should be given personally to the Acharya-Guru or that the Charanbhet is the personal wealth of the Acharya-guru.***

Infact the concept of offering Bhet (gift) to the preceptor i.e. Acharya-Guru is an ancient one. The ancient texts of our 'Upanishads' have spoken clearly instructing that the would-be aspirant should not go unto the divine presence of an Acharya-Guru empty handed, for to do so would be an untoward gesture towards the divine being i.e. the Guru. This tradition is practised in all the Sampradaayas of the Veda without any exception.





The Bhet or Charanbhet offered to the divine feet of an Acharya-Guru form his personal wealth and he is the owner of such a wealth without any question. This personal wealth forms the very base of his livelihood and the he manages all the small and big affairs of his day to day life with these provisions. By doing so, he follows the principles and code of conduct of Pushtimarg.

Shri Vallabh Sampradaaya-Pushtimarg, the tradition of the 'Grahastha Paramparaa' is the prescribed rule for living and not the 'Sanyast' one as found elsewhere in some other Sampradaayas. The all time great scholar of our Sampradaaya, Shri Purushottamji has elucidated all the finer points and technicalities regarding the issue of the livelihood for an Acharya-Guru of this Sampradaaya. This treatise is known as 'Swavrittivaad' and leaves no room for any confusions, misunderstandings and erroneous explanations.

Here producing a few citations here under with to illustrate the point. First I quote the words of the Founder-Acharya and thereafter of Shri Purushottamcharan.

दिनमें कम से कम तीन घण्टा भगवतसेवा कर लेने के बाद, अनिषिद्ध उपायोंसे आजीविका के उपाजनार्थ प्रवृत्त होना चाहिये। कुलपरम्परासे चली आ रही वृत्तिभी यदि निषिद्ध (देवलक आदि वृत्ति सदृश) हो तो छोड़ देनी चाहिये, क्योंकि शास्त्रके *अचौराणामपापानाम्* वचनसे यही सिद्ध होता है।

(सर्वनिर्णयप्रकाश २३२)

(क) कुत्तेका, चाण्डालका, प्रेत-धूमका, देव-द्रव्य उपजीवीका (जो देवप्रतिमाको आजीविकाका साधन बनाकर अपना जीवन यापन करे वह), ग्राम याजकका, सोम विक्रेताका, चिताका, चिता काष्ठका, चर्बीयुक्त मानुषास्थिका, शव स्पर्श करनेवालेका तथा शवका स्पर्श करनेपर सवस्त्र जलमें डुबकी लगानेके बाद, अग्निका उपस्पर्श करके एकसौ आठ गायत्रीका जप करना चाहिये और घृतप्राशन कर तीन बार आचमन करना चाहिये।

(ख) इससे यह फलित होता है कि गुरुत्व ही अपनी आजीविका या वृत्ति है। यही उचित भी है क्योंकि किसीका कुछभी कार्य किये बिना मुफ्तमें ही दूसरेका धन ले लेनेपर, लेनेवाला ऋ-णी हो जाता है, जो बन्धनकारी सिद्ध होता है। इसके अलावा शास्त्रमें *ऋ-त्* नामकी वृत्तिके बाद *अमृत* नामकी वृत्ति जो अयाचित वृत्ति वाही गयी है उसे अपनाने पर भी गुरु यदि शिष्यसेही बिना माँगे ग्रहण

करनेका ही आग्रह रखे शिष्येतर अन्य किसीसे नहीं तो इस प्रकार शास्त्र आदेश ग्रण करनेपर गुरुकी वृत्ति औरभी प्रशंसनीय हो जाती है।

(गोस्वामी श्रीपुरुषोत्तमचरणकृत द्रव्यशुद्धि/स्ववृत्तिवाद)

(Hindi translation of the original texts in Sanskrit)

........to be continued

Ancestors of ShriMahaprabhuji ShriVallabhacharya







વર્ષ ૩ અંક ૧ વૈશાખ સુદ ૧૧, ૨૦૬૫

*શ્રીમોહિની એકાદશી વ્રત*



શ્રીગોકુલેશ પાઠશાળા

નવલકિશોર રસિક વલ્લભવર નવલનૃત્ય નવલી મૃગનેની, નવલ નેહ
મેરો લાગિ રહ્યો રી; નવલન સુખદ સેજ બની તાપર,
રાજત નવલ કિશોર સુંદરવર ૧
નવલન બેઠે તકિયાલાગી નવવન ચરન ધરે ચોકી પર;
નવલ તનીયા ધરે શ્રીકરસોં ગાંઠિ દેત ગાઢી શ્રીકર કર. ૨
નવલન ચાદર સો આચ્છાદે નવલન રસ અંગ અદ્ભુત રસભર;
નિરખિ નિરખિ મોહિત ભઈ કામિની, વિરહ સોં ભરિ રસમેં ભર. ૩
આપ આપ અનુભવ સુરત કરિ, સાધન કોઉ ન રહત ક્યાં હુ કર;
કર ક્ષાલી પોંછત દોઉ કર, બીરા લેત સુખદ રસમેં ભર. ૪
સમે ભયો પોઢે રસિકવર, ચાદર ઓઢી રાજત શ્રીમુખ પર;
દાસ ગોપાલ નિરખિ નેંના ભર આસીસ દે સબ ચલે અપને ઘર. ૫